શ્રીમદ્ સદ્ગુરવે નમો નમઃ

# સ્વાધ્યાય-સુધા

: પ્રકાશક :

શાવજીભાઈ છ. દેસાઈ

શ્રીમદ્ રાજચન્દ્ર આશ્રમ;
સ્ટેશન અગાસ—વાયા આણંદ.

પ્રથમાવૃત્તિ : પ્રત ૧૦૦૦

| વીર સંવત | સને | વિક્રમ સંવત |
|---|---|---|
| ૨૪૮૩ | ૧૯૫૭ | ૨૦૧૩ |

મુદ્રક : જયંતિ દલાલ, વસંત પ્રિન્ટિંગ પ્રેસ—અમદાવાદ.

શ્રીમદ્ સદ્ગુરવે નમો નમઃ

# સ્વાધ્યાય-સુધા

: પ્રકાશક :

**રાવજીભાઈ છ. દેસાઈ**

શ્રીમદ્ રાજચન્દ્ર આશ્રમ;
સ્ટેશન અગાસ–વાયા આણંદ.

પ્રથમાવૃત્તિ : પ્રત ૧૦૦૦

| વીર સંવત | અને | વિક્રમ સંવત |
|---|---|---|
| ૨૪૮૩ | ૧૯૫૭ | ૨૦૧૩ |

મુદ્રક : જયંતિ દલાલ, વસંત પ્રિન્ટિંગ પ્રેસ–અમદાવાદ.

# અનુક્રમ

# દિવાળીનો બોધ

## સંતનું હૃદય

૧૯૯૦ ના દિવાળીના દિવસે પ. કૃ. પ્રભુશ્રીએ પોતાનું હૃદય જણાવેલું તેથી તે બધા શ્રોતાઓને થયેલું કેઃ-

આ જ્ઞાનીઓએ હૃદયમાં રાખેલું, નિર્વાણને અર્થે માન્ય રાખવા યોગ્ય, શ્રદ્ધવા યોગ્ય, ફરી ફરી ચિંતવવા યોગ્ય, ક્ષણે ક્ષણે સમયે સમયે લીન થવા યોગ્ય પરમ રહસ્ય છે અને એજ સર્વ શાસ્ત્રનો, સર્વ સંતના હૃદયનો, ઈશ્વરના ઘરનો મર્મ પામવાનો મહામાર્ગ છેઃ-

**પ. પૂ. પ્રભુશ્રીએ કહેલું તેનો ઘણો જ ટૂંકો સારઃ—**

અમે અમારૂં હૃદય જણાવીએ છીએ. અમને તો રોમ રોમ એક એજ પ્રિય છે. અમારી જીવનદોરી એજ (પરમ કૃપાળુ દેવ) છે. તેમના ગુણગ્રામ થાય ત્યાં અમને ઉલ્લાસ આવે છે. અમારૂં તો સર્વસ્વ એજ છે. અમને એજ માન્ય છે. તમારે એવી માન્યતા કરવી, એ તમારો અધિકાર છે. મહાભાગ્ય હશે એને એ માન્યતા થશે.

સરળતાથી અમે જણાવીએ છીએ કે જેને એ માન્યતા થશે તેનું કલ્યાણ થઈ જશે. શ્રદ્ધા, વિશ્વાસ, પ્રતીતિ થશે તેનું ભવભ્રમણ મટી જશે.

"મેં તો આત્મા જાણ્યો નથી. પરંતુ યથાતથ્ય જ્ઞાનીએ (પરમ કૃપાળુ દેવે અને અનંતા જ્ઞાનીએ) જાણ્યો છે, તેવો આત્મા છે, જ્ઞાનીએ (પરમ કૃપાળુ દેવે) જે આત્મા દીઠો છે તેજ મારે માન્ય છે. તે પ્રાપ્ત કરવા તેમનું જ મારે શરણ માન્ય છે. આટલો ભવ તો મારે એજ કરવું છે, એજ માનવું છે કે પરમ કૃપાળુએ જે આત્મા જાણ્યો, જોયો, અનુભવ્યો તેવો મારો આત્મા શુદ્ધ સિદ્ધ સમાન છે. તે મેં જાણ્યો નથી પણ માન્યતા, વિશ્વાસ, પ્રતીતિ રોમ રોમ એ જ કરવી છે." આટલો ભવ એટલી જો શ્રદ્ધા થઈ ગઈ તો મારૂં અહોભાગ્ય.

પછી ગમે તો દુઃખ આવો, રોગ આવો. ગમે તો દેહ છૂટી જાઓ પણ મારી શ્રદ્ધા એકજ અચળ રહો.

"સમકિત સાથે સગાઈ કીધી. સ્વપરિવારશું ગાઢી,
મિથ્યામતિ અપરાધણ જાણી. ઘરથી બાહેર કાઢી."

વ્રત નિયમ કરવાં એ તમારો અધિકાર છે. એ કર્મની પ્રકૃતિ છે. તે આત્મા નથી.

"બ્રહ્મ સત્યં જગત મિથ્યા" આત્મા સત્ અને જગત મિથ્યા એ એકજ સત્ય છે.

દિવસ હોય છતાં જ્ઞાની રાત કહે–તો તે પ્રમાણે પોતાના વિકલ્પો મૂકીને રાત કહેવી.

એવી શ્રદ્ધાવાળા જીવો પરમ કૃપાળુ દેવના વખતમાં હતા. એવી શ્રદ્ધા જોઈએ. જે જીવોને પરમ કૃપાળુ દેવની શ્રદ્ધા થઈ છે તેમના પ્રત્યે અમને પૂજ્યભાવ છે કારણ સત્યને વળગ્યા છે, તેથી તેમનું કલ્યાણ થવાનું છે.

## પ્રભુ–પ્રસાદ

### મહામાર્ગ--પરમ રહસ્ય

( અનુ : શ્રી રાવજીભાઈ છ. દેસાઈ )

હરિગીત છંદ :

નિષ્કામ કરુણામૂર્તિ શ્રી લઘુરાજ પ્રભુશ્રી એકદા,
મંગલમયી દીપોત્સવી દિને સભામાં રાજતા;
કરુણાભરી અમૃતવાણી, ત્યાં પ્રભુ વરસાવતા,
ઉલ્લાસથી જિજ્ઞાસુ સુણતાં, પાપ તાપ શમાવતા. ૧

આજે અમારૂં હૃદય તમને, વ્યક્ત કરી દઈએ છીએ,
છે પ્રિય અમને રોમ રોમે, એક જીવન–દોરી એ;
શ્રીમદ્ કૃપાળુ દેવ સાચા, તરણ તારણ જાણીએ,
ગુણગાન તે પ્રભુના થતાં, ઉલ્લાસ ઉરમાં આણીએ. ૨

સર્વસ્વ એ સદ્ગુરુ અમારે માન્ય અમને એક એ,
શ્રદ્ધા તમારે એવી કરવી, તમ તણો અધિકાર તે;
જેનાં હશે મહાભાગ્ય તે, એ માન્યતા નિશ્ચલ ધરે,
કહીએ સરળતાથી, થતાં એ માન્યતા ભવ નિસ્તરે. ૩

ભદ્રિક બાળ જીવો ઘણા. રે કામ તેનાં થઈ જશે,
શ્રદ્ધા પ્રતીતિ અચળ કરશે, ભવભ્રમણ તેનાં જશે;
જે જે કૃપાળુ દેવની દૃષ્ટિ ઉપર આવે બધા,
કલ્યાણ થાશે સર્વનું, આવે ભલે કોટિ કદા. ૪

આત્મા યથાર્થ પિછાણી પૂર્વે, મોક્ષ પામ્યા જ્ઞાનીઓ,
તેવોજ આત્મા સિદ્ધ સદૃશ, આજ જેણે જાણીઓ;

જોયો, પ્રકાશ્યો, અનુભવ્યો, સહજાત્મરૂપે સ્થિતિ કરી,
જિજ્ઞાસુને સન્માર્ગ તે, દીધો અહો ! કરુણા કરી. ૫

અદ્‍ભુત મહાયોગીન્દ્ર, શાશ્વત મુક્તિમાર્ગ પ્રકાશતા,
સિદ્ધાંતજ્ઞાન રહસ્ય ખોલી, મોક્ષદ્વાર ઉઘાડતા;
સહજાત્મદર્શન જ્ઞાન અનુભવ, રત્નત્રય ઝલકાવતા,
તેમાં રુચિ જે જે કરે, તે સર્વને ઉદ્ધારતા. ૬

એ જ્ઞાની સદ્‍ગુરુ રાજના, સહજાત્મ જ્ઞાન પ્રકાશમાં,
ભાસે યથાર્થ સ્વરૂપ મારૂં, તેમ સર્વ તણું યથા;
તેવોજ આત્મા શુદ્ધ મારો, સિદ્ધ સમ મુજ પદ ખરું,
તેનેજ માનું, પર તજું, તો શીઘ્ર સિદ્ધિ–સુખ વરું. ૭

જે જ્ઞાનીએ કહ્યું માનવા, તેથી બીજું માની અહા !
પીધું હલાહલ વિષ મેં, ભવ ભ્રમણ તો તેથી રહ્યાં;
એ માન્યતા મિથ્યા અનાદિની હવે તો ટાળવા,
કટિબદ્ધ થઈ જાગ્રત થા, હે ! જીવ, સ્વરૂપ નિહાળવા. ૮

આત્મા ન જાણ્યો મેં છતાં, જાણ્યો કૃપાળુ જ્ઞાનીએ,
તેવોજ આ મુજ આતમા શ્રદ્ધા અચળ એ આણીએ;
તે સ્વરૂપપ્રાપ્તિ કારણે, ગુરુરાજ શરણ સ્વીકારીએ,
આરાધી આજ્ઞા એક – નિષ્ઠાથી સ્વસિદ્ધિ સાધીએ. ૯

ગગનાંગણે[1] દિનમણિ[2] પ્રકાશે, દિવસ લોકો તે કહે,
પણ જ્ઞાની તેને રાત્રિ કહે, તો તેમ કેવલ સદ્દહે;
નિજ કલ્પના કે નિજ મતિ, અવગણી, અપરાધણ ગણી,
જે એક–નિષ્ઠ અપૂર્વ શ્રદ્ધા દૃઢ ધરે જ્ઞાની તણી; ૧૦

---

૧. આકાશરૂપી આંગણામાં ૨. સૂર્ય.

એવા રૂડા જીવો કૃપાળુ સમીપમાં દીઠા ખરે,
શ્રદ્ધા અનન્ય અપૂર્વ એવી જે કરે તે ભવ તરે;
" આ જ્ઞાની, કે "તે જ્ઞાની," એવી કલ્પના કરવા જશો,
તો અલ્પ મતિજ્ઞાને હલાહલ ઝેર પી માર્યા જશો. ૧૧

કરવાં ન કરવાં વ્રતનિયમ, અધિકાર છે એ આપનો,
પ્રકૃતિ છે એ કર્મની, ના મહત્તા એની જ ગણો;
'શ્રીમદ્ કૃપાળુ જ્ઞાની સાચા', વચન મુજ એ માનજો,
જો એક શ્રદ્ધા એ થશે, સમકિત–સિદ્ધિ માણજો. ૧૨

દેહાત્મબુદ્ધિ દૂર કરવા, આત્મવૃત્તિ ઉગાડવા,
અદ્ભુત બ્રાહ્મીવેદના, ઉર રોમ રોમ જગાડવા;
સંસાર–ક્લેશ સમસ્ત ખોવા, શાંતિ શાશ્વત પામવા,
અમૃતરસ રેલાવતા, રાજેશ રોજ ઉપાસવા. ૧૩

એ શુદ્ધ આત્મદશા અહો ! એ જીવનમુક્તિ સુખ કહો,
વીતરાગતા, સહજાત્મતા, ઇત્યાદિ નામ અનેક હો;
ઐશ્વર્ય આત્મિક પ્રગટ પ્રગટાવ્યું પ્રભુ જયવંત હો !
રે ! તરણ-તારણ ધર્મ-ધારણ, સિદ્ધિ–કારણ ઉર રહો. ૧૪

જેણે હૃદય મંદિરમાં, એ દિવ્ય જ્ઞાની ધારિયા,
શ્રદ્ધા પ્રતીતિ ભક્તિભાવે, એક એ નિર્ધારિયા;
તેણે અનંતા સિદ્ધ જે, મુક્તિ સુખે વિરાજતા,
તે સર્વને હૃદયે ધર્યા, સહજાત્મરૂપે રાજતા. ૧૫

એ ભાગ્યશાળી, શુદ્ધ આત્માને ખરે ઉપાસતા,
સહજાત્મને ભજતાં સદા, સહજાત્મતા પ્રગટાવતા;
એવા રૂડા જીવો ઘણા, જે સત્યને વળગ્યા અહો !
તે દેખતાં ઉર ઉલ્લસે, નિવૃત્તિ માર્ગ ભલો અહો. ૧૬

એ પકડ અંતરમાં હવે, અત્યંત નિશ્ચળ ધારવી,
પ્રારબ્ધ ઉદયે દુઃખ આવે, તોય એ ન વિસારવી;
આવે ભલે વ્યાધિ મહા, સંકટ વિકટ આવે ભલે,
આ દેહ છૂટે તો ભલે પણ પ્રતિત આ કદિ ના ચળે. ૧૭
એ દુઃખ વ્યાધિ સંકટો કે દેહ પણ મારાં નહીં,
તે જાય કે રહે તોય હાનિ, લાભ મુજને છે નહીં;
મારૂં સ્વરૂપ યથાર્થ તો જ્ઞાની ગુરુએ જાણિયું,
તેવું જ છે ચૈતન્યમૂર્તિ શુદ્ધ બુદ્ધ પ્રમાણિયું. ૧૮
શરણે રહી ગુરુદેવ શ્રીમદ્ રાજચંદ્ર પ્રભુ તણા,
પ્રગટાવું હું મુજ શુદ્ધ આત્મા, સિદ્ધ સમ, ત્યાં ના મણા;
છે જન્મમૃત્યુ વ્યાધિ આદિ, દેહને, મુજને નહીં,
તે જાણનારો, તેથી ન્યારો, અમર આત્મા હું સહી. ૧૯
એ શુદ્ધ આત્મદશા મને, પ્રગટે ન પૂરણ જ્યાં સુધી,
ગુરુદેવ શ્રી સહજાત્મ પ્રભુનું શરણ તજું ના ત્યાં સુધી;
ઐશ્વર્ય અનુપમ જ્ઞાનીને જે પ્રગટ તે પ્રગટો મને,
બીજું કશું ચાહું નહીં, હો માત્ર જે જ્ઞાની કને. ૨૦
સંપૂર્ણ દર્શન જ્ઞાન સુખ શક્તિ અનંતી સ્વાત્મની,
તે એક રૂચિ, ઈચ્છા, પ્રતીતિ, ભાવના પરમાત્મની;
અભ્યાસ આતમભાવનાનો સતત આદરતાં ખરે,
પ્રત્યક્ષ અમૃત પામીને પ્રાન્તે અમર પદ તે વરે. ૨૧
સત્સંગ–રંગે અંગ રંગી ભાવના–વૃદ્ધિ કરો,
જ્ઞાનીતણી વાણી ખરે, અમૃત ગણી અતિ આદરો;
તેમાંજ ચિત્ત રમાવતાં, એકાગ્રતા તેમાં ધરો,
રાજેશ વચને જીવન રંગી, જીવન્મુક્તિ સુખ વરો. ૨૨

★

## શ્રી ભાગચંદ્રજી કૃત પદો.

### પદ ૧.

રાગ પ્રભાત.

પરિણતિ સબ જીવનકી, તીન ભાત બરની;
એક પુન્ય એક પાપ, એક રાગ હરની. પરિણતિ૦

તામે શુભ અશુભ બંધ, દોય કરે કર્મ બંધ;
વીતરાગ પરિણતિ હય, ભવ સમુદ્ર તરણી. પરિણતિ૦

યાવત શુદ્ધોપયોગ, પાવત નહિ મનોયોગ;
તાવત હિ કર્ણ યોગ, કહી પુન્ય કરણી. પરિણતિ૦

ત્યાગ શુભ ક્રિયા કલાપ, કરો મતી કદાપિ પાપ;
શુભમેં ના મગ્ન હોય, શુદ્ધતા બિસરની. પરિણતિ૦

ઉંચ ઉંચ દશા ધાર, ચિત્ત પ્રસાદકું વિદાર;
ઉંચલી દશાસેં, મત ગિરો અધો ધરણી. પરિણતિ૦

ભાગચંદ્ર યા પ્રકાર, જીવ લહે સુખ અપાર;
યાકે નિરધાર સ્યાદ્વાદકી ઉચ્ચરની. પરિણતિ૦

---

### પદ ૨.

જીવનકી પરિનામકી કો યહ,
અતિ વિચિત્રતા દેખ હુ જ્ઞાની—ટેક.
નિત્ય નિગોદમાંહી તેં કહી કર,
નર પરજાય પાય સુખદાની;
સમકિત લહી અંતર્મુહૂર્તમેં,
કેવલ પાય વરે શિવરાણી. જીવનકી૦ ૧

મુનિ એકાદશ ગુણસ્થાનક ચઢી,
 ગિરત તહાં તે ચિત્તભ્રમ ઠાની;
ભ્રમત અર્ધપુદ્ગલ પરાવર્તન,
 કિંચિત્ ઉનકાળ પરમાણી. જીવનકી૦ ૨
નિજ પરિનામકી સંભાલમેં,
 તાતેં ગાફિલ મત વ્હૈ પ્રાની;
બંધ મોક્ષ પરિનામ નિહિસો,
 કહત સદા શ્રી જિનવર બાની. જીવનકી૦ ૩
સકળ ઉપાધિ નિમિત્ત ભાવની સોં,
 ઇનશું નિજ પરિણુતી હૈ છાની;
તાહી જાની રુચિ ઠાની હો દૂરથી,
 ભાગચંદ્ર યહ શિખ સયાની. જીવનકી૦ ૪

---

## પદ ૩.

સંત નિરંતર ચિંતત ઐસે, આતમરૂપ અબાધિત જ્ઞાની; ટેક.
રાગાદિક તો દેહાશ્રિત હૈ, ઇનિતે હોત ન મેરી હાની;
દહન દહત જ્યોં દહત ન તદ્ગત, ગગન દહત તાકી વિધિઠાની. ૧
વરણાદિક વિકાર પુદ્ગલ કે, ઇનિમેં નહિ ચેતન નિશાની;
યદ્યપિ એક ક્ષેત્ર–અવગાહી, તદ્યપિ લક્ષણ ભિન્ન પિછાની. ૨
મૈં સર્વાંગ પૂર્ણ જ્ઞાયક રસ, લવણ ખિલવત્ લીલા ઠાની;
મિલો નિરાકુલ સ્વાદ ન યાવત્, તાવત્ પર પરિણુતિ હિત માની. ૩
ભાગચંદ નિરદ્ધંદ નિરામય, મૂરતિ નિશ્ચલ સિદ્ધ સમાની;
નિત્ય અકલંક અત્રંક શંકાવન, નિર્મળ પંક વિના જિમ પાની. ૪

---

## શ્રીમદ્ પૂજ્યપાદસ્વામી કૃત

# ઇષ્ટોપદેશ

### ગૂર્જર પદ્ય

( અનુવાદક : **શ્રી રાવજીભાઈ દેસાઈ** )

અનુષ્ટુપ છંદ:

**મંગલ:—**

અપૂર્વ તત્ત્વદષ્ટિના, દાતા સદ્ગુરુ રાજને;
નમી, ઇષ્ટોપદેશે આ, રમું, સાધું સ્વકાજને.
પૂજ્યપાદ સૂરિવર્યે, રચ્યો ઇષ્ટોપદેશ આ,
રમાવી આત્મવૃત્તિ ત્યાં, મોક્ષાર્થી શ્રેય સાધતા.

**અવતરણ—**

સર્વ કર્મો હણી પોતે, પામ્યા આત્મસ્વભાવને,
કેવલ જ્ઞાનરૂપી તે, નમું સત્ પરમાત્મને. ૧

સ્વર્ણ-પાષાણ સુહેતુ, પામી સોનું બની રહે,
સુદ્રવ્યાદિ તણા યોગે, આત્મા શુદ્ધાત્મતા લહે. ૨

વ્રતો આપે સુખો સ્વર્ગો, અવ્રતો નરકે દુઃખો,
છાંયે તાપે ઉભા બેનો, ભેદ મોટો અહો લખો! ૩

આત્મભાવ યદિ મોક્ષ આપે સ્વર્ગ વિશાત ના,
ક્રોશ બે જે લઈ જાય, ક્રોશાર્ધે થાય મા'ત ના. ૪

સ્વર્ગમાં અમરોને જે સુખો ઇન્દ્રિયજન્ય એ,
નિરામયી ચિરસ્થાયી, અનન્યોપમ રમ્ય એ. ૫

જીવોની વાસનામાત્ર, એ ઇન્દ્રિય સુખો દુઃખો,
ભોગ તે રોગવત્ પીડા, આપે આપત્તિમાં જુઓ. ૬

મોહાચ્છાદિત જો જ્ઞાન, જાણે તે ન સ્વભાવને,
મેણો ચઢયે ખુવે પ્રાજ્ઞો, શુદ્ધિ, બુદ્ધિ–પ્રભાવને. ૭

દેહ ગેહાદિ સ્ત્રી પુત્રો, શત્રુમિત્રો ધનાદિ તો,
સ્વભાવે સર્વથા ન્યારાં, મૂઢ માને સ્વકીય જો. ૮

ભિન્ન દેશદિશામાં, પક્ષી આવી તરૂથી વસે,
પ્રભાતે સૌ સ્વકાર્યાર્થે, ઊડી જાયે દિશે દિશે. ૯

વિરાધે અન્યને તું તો, અન્ય તે તુજને હણે,
કરે છે ક્રોધ ત્યાં શાને ? વાવે તેવું જગે લણે. ૧૦

અજ્ઞાને રાગ ને દ્વેષ, નેતરાં કષ્ટ નોતરે,
ખેંચાતાં, દંડવત્ જીવો, ભવાબ્ધિમાં ભમ્યા કરે. ૧૧

વિપત્તિ એક જ્યાં જાયે, આવે તેવી બીજી ઘણી,
સંસારે પ્રાણીને એવી, ઘટમાળ વિપત્તિની. ૧૨

કમાતાં રક્ષતાં કષ્ટ, ધનાદિ નાશવંતને,
સુખી તેથી ગણે તો, શું, સુખ ઘીથી જ્વરાર્ત્તને ? ૧૩

વિપત્તિ અન્યની જોતાં, જોતો પોતાની મૂઢ ના,
દવે પ્રાણી બળે ત્યાંયે, સ્વયં વૃક્ષે તમા વિના. ૧૪

આયુ–ભોગે વધે લક્ષ્મી, ધનિકો તોય તે ચહી,
ધનાર્થે આયુ ગાળી દે, પ્રાણથી ઇષ્ટ શ્રી તહીં ! ૧૫

દાન કે પુણ્યના નામે નિર્ધનો ધન સંગ્રહે,
તો તે 'સ્નાને થશું શુદ્ધ' કહી પંકે વૃથા પડે. ૧૬

પમાયે કષ્ટથી ભોગો, પામ્યે તૃપ્તિ ન આપતા,
ત્યાગતાં દુ:ખ દે અંતે, તેમાં સુજ્ઞો શું રાચતા? ૧૭

જેના સંગે શુચિ એવા, પદાર્થો અશુચિ બને,
તે દુ:ખમૂર્તિ દેહાર્થે, ભોગની ચાહ શું તને? ૧૮

આત્માને શ્રેયકારી જે, દેહને અપકારી તે,
કિંતુ દેહોપકારી જે, આત્માને અપકારી તે. ૧૯

દિવ્ય ચિંતામણિ એક, કાચનો કટકો બીજો,
મળે જો ધ્યાનથી બન્ને, વિવેકી ઇચ્છશે કયો? ૨૦

સ્પષ્ટ સ્વાનુભવે વ્યક્ત, અક્ષયી દેહવ્યાપક,
આનંદધામ આ આત્મા, લોકાલોક પ્રકાશક. ૨૧

ચિત્ત-એકાગ્રતા સાધી, રોકી ઇન્દ્રિયગ્રામને,
આત્માથી સંયમી ધ્યાવે, આત્મમાં સ્થિત આત્મને. ૨૨

જ્ઞાનીના આશ્રયે જ્ઞાન, અજ્ઞથી અજ્ઞતા મળે,
'હોય જેની કને જે તે, આપે' લોકોક્તિ એ ફળે. ૨૩

પરીષહો જણાયે ના, મગ્ન અધ્યાત્મમાં થતાં,
આસ્રવો રોકતી થાયે, કર્મની શીઘ્ર નિર્જરા. ૨૪

કર્તા હું સાદડીનો ત્યાં, છે સંબંધ જુદો કહ્યો,
ધ્યાન-ધ્યેય સ્વયં આત્મા, ત્યાં સંબંધ કયો રહ્યો? ૨૫

મમતાથી જીવને બંધ, મુક્તિ નિર્મમતા થકી,
માટે સર્વ પ્રયત્ને એ, ધ્યાવો નિર્મમતા નકી. ૨૬

નિર્મમ એક હું શુદ્ધ, જ્ઞાની યોગીન્દ્રગોચર,
સર્વે સંયોગી ભાવો તે સ્વાત્માથી સર્વથા પર. ૨૭

દુઃખના ડુંગરો વેદે, જીવો સંયોગ કારણે,
મન વાણી તનુ કર્મે તજું સંયોગ સર્વને. ૨૮

મને ના મૃત્યુ, ભીતિ શી? મને ના રોગ, શી વ્યથા?
ના હું તરૂણ, ના વૃદ્ધ, બાળ ના, પુદ્ગલે બધાં. ૨૯

મોહથી ભોગવી છોડચાં, પુદ્ગલો સૌ ફરી ફરી,
હવે એ એંઠમાં મારે, જ્ઞાનીને શી સ્પૃહા વળી? ૩૦

કર્મો કર્મહિત તાકે, જીવો ઇચ્છે સ્વશ્રેયને,
સ્વ સ્વ પ્રભાવયોગે સૌ, સાધે કોણ ન સ્વાર્થને? ૩૧

દેહાદિ અન્યના અજ્ઞ, ઉપકારે શી વર્તના!
લોકવત્ સ્વાર્થ સાધી લે, ત્યાજ્ય અન્યોપકાર હા! ૩૨

ગુરુબોધે, સ્વઅભ્યાસે, સ્વાનુભૂતિથી જાણતા,
આત્મા ને અન્યનો ભેદ, તે મુક્તિ સુખ માણતા. ૩૩

સ્વયં સત્‌ની કરે ઇચ્છા, સ્વયં જ્ઞાપક શ્રેયનો,
સ્વયં સ્વશ્રેયમાં વર્તે, સ્વયમેવ ગુરૂ સ્વનો. ૩૪

પામે ના જ્ઞાનતા અજ્ઞ, જ્ઞાની ના અજ્ઞતા ગ્રહે,
નિમિત્ત માત્ર બીજા તો, ગતિમાં ધર્મવત્, બને. ૩૫

શમાવી ચિત્તવિક્ષેપો, એકાંતે લીન આત્મમાં,
અભ્યાસે ઉદ્યમે યોગી, સહજાતમતત્ત્વતા. ૩૬

અનુભૂતિ નિજાત્માની, જેમ જેમ પ્રકાશતી,
તેમ તેમ છતા ભોગે, સ્વયં રુચિ વિરામતી. ૩૭

જેમ જેમ છતા ભોગે, સ્વયં રુચિ વિરામતી,
તેમ તેમ અનુભૂતિ, પરાત્માની થતી છતી. ૩૮

સમસ્ત વિશ્વને ભાળે, ઇન્દ્રજાળ સમું વૃથા,
આત્મલાભ સદા ઇચ્છે, પસ્તાયે પરમાં જતાં. ૩૯

ઇચ્છે એકાંતમાં વાસ, ચાહે નિર્જનતા સદા,
વદે કાર્યવશે કિંચિત્, તેય શીઘ્ર ભૂલી જતા. ૪૦

બોલે તોયે ન બોલે તે, ચાલે તોયે ન ચાલતા,
સ્થિરતા આત્મતત્ત્વે જો, દેખે તોયે ન દેખતા. ૪૧

વિચારે ના શું આ કેવું કોનું ક્યાંથી વળી કહીં ?
યોગી તો યોગમાં લીન, દેહભાને ય જ્યાં નહીં. ૪૨

જેમાં જે વસી રહે છે, ત્યાં તે રતિ કરે અતિ,
જેમાં રમણતા જેની, ત્યાંથી અન્યત્ર ના ગતિ. ૪૩

અન્યત્ર ના ગતિ તેથી, અન્યને ના અનુભવે,
અનન્ય ઉપયોગી તે, અબંધ મુક્તિ ભોગવે. ૪૪

અન્ય તે અન્ય, ત્યાં દુઃખ, આત્મા આત્મા જ, તે સુખી,
આત્માર્થે જ મહાત્માની, સાધના સર્વતોમુખી. ૪૫

અજ્ઞ જે પુદ્ગલદ્રવ્યે, રાચે તે પુદ્ગલો પછી,
તેનો પીછો તજે નાંહીં, કદી ચતુર્ગતિ મહીં. ૪૬

ધ્યાનમાં મગ્નતા જ્યાં ત્યાં, બાહ્ય વ્યાપાર–શૂન્યતા,
ધ્યાનથી યોગી આસ્વાદે, સચ્ચિદાનંદ વ્યક્તતા. ૪૭

કર્મરાશિ દહે નિત્ય, તે આનંદ–હુતાશન,
ખેદ ના પામતા યોગી, બાહ્ય દુઃખે અચેતન. ૪૮

અવિદ્યા ભેદતી જ્યોતિ, પરં જ્ઞાનમયી મહા,
મુમુક્ષુ માત્ર એ પૂછે, ઇચ્છે, અનુભવે સદા. ૪૯

આત્મા ને પુદ્ગલો જુદાં, માત્ર આ સાર તત્વનો,
અન્ય જે કાંઈ શાસ્ત્રોક્ત, આનો વિસ્તાર તે ગણો. ૫૦

વસંત તિલકા

ઇષ્ટોપદેશ મતિમાન ભણી યથાર્થ,
માનાપમાન સમતાથી સહે કૃતાર્થ;
નિરાગ્રહી વન વિષે જનમાં વસે વા,
પામે અનુપ શિવસંપદ ભવ્ય તેવા. ૫૧

અંતિમ મંગળ

સદ્બોધ સદ્ગુરૂતણો જીવ જે ઉપાસે,
તેને નિજાત્મ થકી પુદ્ગલ ભિન્ન ભાસે;
સ્વાનુભવે સહજ આત્મ સ્વરૂપ રાજે,
પામી સમાધિ શિવમંદિર તે વિરાજે.

# પરમાત્મપ્રકાશ

## ગૂર્જર પદ્યાનુવાદ

( અનુવાદક : **શ્રી રાવજીભાઈ દેસાઈ.** )

## પ્રથમાધિકાર ત્રિવિધ આત્મા

અનુવાદકનું પ્રાસ્તાવિક મંગલ—

દોહરા

જન્મ જરા મરણાદિનાં, દુઃખનો જ્યાં નહિ પાર;
એવા આ ભવસિંધુથી, કરે કોણ ઉદ્ધાર? ૧

મુમુક્ષુને આ કાળમાં, કૃપાળુ તારણહાર;
જ્ઞાની સદ્‌ગુરુ રાજ વિણ, કોણ અવર આધાર? ૨

ધન્યભાગ્ય મોક્ષાર્થિંનાં, આત્મજ્ઞાન-અવતાર;
રાજચન્દ્ર ગુરુવર મળ્યા, દિવ્ય દૃષ્ટિ દાતાર. ૩

સમાધિસુખમાં રાજતા, યોગીન્દુ ગુરુરાજ;
અનન્ય આશ્રય તુજ રહો, શીઘ્ર લહું શિવરાજ. ૪

હે પરમાત્મપ્રકાશકર, પ્રણમું ધરી ઉલ્લાસ;
રમું પરમાત્મપ્રકાશમાં, હો ઉરતિમિર વિનાશ. ૫

★

ગ્રંથપ્રારંભ – આદિમંગળ—

થયા ધ્યાન – [1]અનલે દહી, કર્મકલંક સમસ્ત;
નિત્ય નિરંજન જ્ઞાનમય, નમું પરમાત્મ પ્રશસ્ત. ૧

વંદું તે શ્રી સિદ્ધગણુ, વળી થનાર અનંત;
શિવમય નિરુપમ જ્ઞાનમય, પરમ સમાધિ ભજંત. ૨

નમું સિદ્ધગણુ રાજતા, વર્તમાનમાં જેહ;
દહતા કર્મેંધન પરમ,–સમાધિ–અનલે તેહ. ૩

વળી વંદું તે સિદ્ધગણુ, મુક્તિપદે વસનાર;
જ્ઞાને ત્રિભુવન ગુરુ છતાં, નહિ ભવાબ્ધિ પડનાર. ૪

વળી વંદું તે સિદ્ધગણુ, સ્વસ્વરૂપે વસનાર;
સમસ્ત લોકાલોકના, રહે સ્પષ્ટ જોનાર. ૫

કેવલ દર્શન–જ્ઞાનમય, કેવલ–સુખ–સ્વભાવ;
જિનવર પ્રણુમું ભાવથી, પ્રકાશતા જે ભાવ. ૬

મુનિયો પરમાત્મા જુએ, પરમ સમાધિ સ્થિત;
પરમાનંદ સુહેતુ હો પરમેષ્ઠી[2] ત્રણ ચિત્ત ૭

પ્રભાકર ભટ્ટ વિનયપૂર્વક પૂછે છે—

પંચ ગુરુ ભાવે નમી, ભટ્ટ પ્રભાકર એમ;
શ્રી યોગીન્દુદેવને, વિનવે ધરી શુચિ પ્રેમ. ૮

હે સ્વામિન્, ભવમાં વસ્યો, વીત્યો કાળ અનંત;
છતાં ન સુખ મેં કંઈ લહ્યું, દુઃખજ લહ્યું દુરંત. ૯

---

૧. અનલ = અગ્નિ  ૨. આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ.

ચતુર્ગતિ દુઃખ તમને, પરમાત્મા કો હોય;
ચતુર્ગતિ દુઃખ જે હરે, કહો કૃપા કરી સોય. ૧૦

શ્રી યોગીન્દુદેવ ઉત્તર આપે છે—

ફરી ફરી પંચ ગુરુ નમી, ભાવે ધરી મનમાંહિ;
સુણ ત્રિવિધ આત્મા કહું, ભટ્ટ પ્રભાકર, આંહિ. ૧૧

ત્રિવિધ આત્મા જાણીને, તજ બહિરાતમ ભાવ;
નિજાત્મજ્ઞાને જ્ઞાનમય, પ્રીછ[1] પરમાત્મ સ્વભાવ. ૧૨

આત્માના ત્રણ ભેદ—

મૂઢ, વિચક્ષણ, બ્રહ્મ પર : આત્મા ત્રિવિધ પિછાણ;
દેહજ આત્મા જે ગણે, મૂઢ તેહને જાણ. ૧૩

જ્ઞાનમયી પરમાત્મને, જુએ દેહથી ભિન્ન;
પરમ સમાધિસ્થિત જે, પંડિત તેજ પ્રવીણ. ૧૪

પરમાત્માનાં લક્ષણ—

કર્મમુક્ત થઈ જ્ઞાનમય, પામ્યા જે સહજાત્મ;
તજી સકલ પર દ્રવ્યને, પ્રીછ[1] તેજ પરમાત્મ. ૧૫

ત્રિભુવનવંદિત સિદ્ધિગત, ધ્યાવે હરિહર જેહ;
અલખપદે મન સ્થિર ધરી, ભજ પરમાતમ તેહ. ૧૬

નિત્ય નિરંજન જ્ઞાનમય, પરમાનંદ–સ્વભાવ;
જે એવા શિવશાંત તે, ચિંતવ શુદ્ધ સ્વભાવ. ૧૭

---

૧. પ્રીછ = ઓળખ

તજે ન જે નિજભાવને, ગ્રહે નહીં પરભાવ;
કેવલ જાણે સો સદા, તે શિવ શાંત સ્વભાવ. ૧૮

વર્ણ ગંધ રસ શબ્દ કે સ્પર્શ ન જેને, જાણ;
જન્મ મરણ જેને નહીં, તેજ નિરંજન નામ. ૧૯

જેને ક્રોધ ન મોહ ના, મદ માયા કે માન;
સ્થાન ધ્યાન જેને નહીં, તેજ નિરંજન જાણ. ૨૦

પુણ્ય પાપ જેને નહીં, નહીં હર્ષ કે ખેદ,
નહીં એક પણ દોષ તે, ભાવ નિરંજન દેવ. ૨૧

ધ્યેય ધારણા યંત્ર કે, મંત્ર ન જેને, જાણ;
મંડળ મુદ્રા પણ નહીં, દેવ અનંત પિછાણ. ૨૨

વેદ શાસ્ત્ર ઇન્દ્રિયથી, જીવ ન જાણ્યો જાય;
નિર્મળ ધ્યાનતણો વિષય, અનાદિ આતમરાય. ૨૩

કેવલદર્શન જ્ઞાનમય કેવલ સુખ સ્વભાવ;
કેવલ વીર્યમયી ગણો, સર્વ શ્રેષ્ઠ સદ્‌ભાવ. ૨૪

તે તે લક્ષણ યુક્ત જે, અશરીરી વર દેવ,
તે ત્યાં પરમપદે વસે, જે ત્રિભુવનનો ધ્યેય. ૨૫

જેવો નિર્મળ જ્ઞાનમય વસે સિદ્ધિમાં દેવ,
તેવો પરમાતમ વસે, દેહે ગણ નહિ ભેદ. ૨૬

શીઘ્ર પૂર્વ કર્મો ખપે, જોતાં ઉર ધરી પ્રેમ;
દેહે વસતો દેવ તે, યોગિ, ન જાણો કેમ? ૨૭

શુદ્ધાત્માનું વિશેષ પ્રકારે વર્ણન—

ઇન્દ્રિય સુખ દુઃખ જ્યાં નહીં, નહીં મનોવ્યાપાર;
તે આત્માને જાણ તું, અન્ય સર્વ તજ કાર.[1] ૨૮

ભેદાભેદ નયે વસે દેહે, દેહથી ભિન્ન,
તે આત્માને જાણ જીવ, બહુ અન્યથી શું ખિન્ન? ૨૯

**બન્નેને એક ન જાણો—**

જીવાજીવ ન એક ગણ, લક્ષણ ભેદે ભિન્ન,
જે પર તેને પર કહું, ગણ સ્વસ્વથી અભિન્ન. ૩૦

ઇન્દ્રિય મન વિણ, જ્ઞાનમય, અરૂપી ચેતનમાત્ર,
આત્મા ઇન્દ્રિયગ્રાહ્ય નહિ, એ લક્ષણ વિખ્યાત. ૩૧

ભવ તન ભોગ વિરક્ત મન, આત્મસ્વરૂપ જે ધ્યાય;
તેની ભવવેલી મહા, શીઘ્ર તૂટી ક્ષય થાય. ૩૨

**વળી પરમાત્માનું સ્વરૂપ કહે છે—**

તન-દેવાલયમાં વસે દેવ અનાદિ અનંત;
કેવલજ્ઞાન પ્રગટ તનુ પરમાતમ નિર્ભ્રાન્ત. ૩૩

વસે દેહમાં તોય ના નિશ્ચે સ્પર્શે દેહ;
દેહે વળી સ્પર્શાય ના, ગણ પરમાતમ તેહ. ૩૪

સમભાવે સ્થિત યોગીને, સ્ફુરે અંતરે જેહ;
પરમાનંદ જગાવતો, પરમાત્મા સ્ફુટ તેહ. ૩૫

યોગિન્ કર્મનિબદ્ધ જો, તને વસે વળી તોય;
દેહરૂપ કદી ના બને, સ્ફુટ પરમાતમ સોય. ૩૬

પરમાર્થે અશરીરી જે, જે વળી કર્મવિભિન્ન;
કહે મૂઢ તનરૂપ એ, સ્ફુટ પરમાતમ ચીન.[2] ૩૭

---

૧. કાર = કાર્ય, યત્ન, ધંધો, કામકાજ. ૨. ચીન = ઓળખ, અનુભવ.

જેના કેવળ જ્ઞાનમાં, ભાસે ત્રિભુવન વ્યક્ત;
અમિત નભે નક્ષત્રશું, અનાદિ તે ભગવંત. ૩૮

યોગીવૃન્દ ધ્યાવે સતત, જ્ઞાનમયી એ ધ્યેય;
મોક્ષ હેતુ ધ્યાવો સદા, તે પરમાતમ દેવ. ૩૯

કર્મકારણે ભવ ભમે, રચે જગત બહુવિધ;
ત્રિવિધ લિંગ યુત નિશ્ચયે, તે પરમાતમ સિદ્ધ. ૪૦

જેના જ્ઞાને જગ વસે, વસે જગતમાં જેહ;
જગે વસે પણ જગ નહીં, ગણ પરમાતમ એહ. ૪૧

હરિહર પણ અદ્યાપિ ના, ઓંછે વસે તન તોય;
વર સમાધિ તપ પ્રાપ્તિ વિણ, પરમાતમ ગણ સોય. ૪૨

ઉત્પત્તિ વ્યય યુક્ત પણ, ઉત્પત્તિ વ્યય હીન;
દેહે દીઠો જિનવરે, તે પરમાતમ ચીન. ૪૩

દેહે જે વસતાં વસે, ઈન્દ્રિય-ગ્રામ સમસ્ત;
જે જાતાં ઉજ્જડ બને, તે પરમાત્મ પ્રશસ્ત. ૪૪

જે નિજ પંચેન્દ્રિય થકી, પંચ વિષયનો જાણ;
પણ ઇન્દ્રિયથી જ્ઞાત ના, તે પરમાત્મ પિછાણ. ૪૫

યોગિન્, જેને નિશ્ચયે, નહીં બંધ સંસાર;
તે પરમાત્મા જાણ તું, મનથી તજી વ્યવહાર. ૪૬

જ્ઞેય અભાવે મુક્તનું, અમિત જ્ઞાન મિતરૂપ;
એ પદમાં સર્વજ્ઞતા, પરમ સ્વભાવ સ્વરૂપ. ૪૭

કર્મ સદા નિજ નિજ કરે, કાર્ય છતાં ન જરાય;—
ઉપજે વિણસે જેહનું, ચિંતવ તે ચિદ્રાય. ૪૮

કર્મબદ્ધ પણ જે કદી, કર્મરૂપ નહિ થાય;
કર્મો પણ કદી તે નહીં, ચિંતવ તે ચિદ્દરાય. ૪૯

કોઈ કહે જીવ સર્વગત, વળી કહે જડ કોઈ;
કોઈ દેહ સમ જીવ કહે, શૂન્ય કહે વળી કોઈ. ૫૦

યોગિન્, આત્મા સર્વગત, આત્મા જડ પણ જાણ,
આત્મા દેહપ્રમાણ ગણ, શૂન્ય વળી તે જાણ. ૫૧

કર્મવિવર્જિત[1] આતમા, કેવળજ્ઞાન પ્રતાપ;
જાણે લોકાલોક તો, કહ્યો સર્વગત આપ. ૫૨

નિજ જ્ઞાને સ્થિત જ્ઞાનીને, વિણસે ઇન્દ્રિયજ્ઞાન;
તેથી હે યોગિન્ કહ્યો જીવને જડ પણ જાણ. ૫૩

કારણ વિરહિત શુદ્ધ જીવ, વધે ઘટે ન જરાય,
અંતિમ દેહ પ્રમાણ તે, તેથી કહે જિનરાય. ૫૪

આઠ કર્મ બહુવિધ વળી, દોષ અઢાર ગણાય,
ન એક પણ શુદ્ધાત્મને, તેથી શૂન્ય કહાય. ૫૫

જીવ ન ઉપજ્યો કોઈથી, જીવે ઉપજ્યું ન કોય,
દ્રવ્ય સ્વભાવે નિત્ય પણ, પર્યાયે પલટાય. ૫૬

ગુણ પર્યાય સહિત જે, ગણ તે દ્રવ્ય સદાય;
નિત્ય રહે ગુણ દ્રવ્ય સહ, ક્રમે ફરે પર્યાય. ૫૭

આત્મા દ્રવ્ય ગણો, ગુણ, દર્શન જ્ઞાન સદાય;
દેહ ચતુર્ગતિ ભાવ ગણ કર્મજન્ય પર્યાય. ૫૮

જીવ અને કર્મનો અનાદિ સંબંધ છે—

---

૧. કર્મરહિત.

જીવને કર્મ અનાદિનાં, તેથી ન જીવજનિત;
કર્મજનિત નહિ જીવ પણ, બન્ને આદિ રહિત. ૫૯

કર્મરૂપ કારણ લહી, વ્યવહારે જીવ જેમ;
બહુવિધ ભાવે પરિણમે, ધર્મ અધર્મરૂપ તેમ. ૬૦

યોગિન, જીવને તે થતાં, અડવિધ કર્મ જમાવ;
તેથી આચ્છાદિત જીવ, લહે ન આત્મસ્વભાવ. ૬૧

વિષય-કષાયે રત થતા, મોહી જીવને જેહ;
અણુ વળગે સ્વપ્રદેશમાં, કર્મ કહે જિન તેહ. ૬૨

અન્ય પાંચ ઈન્દ્રિય, મન, અન્ય વિભાવ સમસ્ત,
કર્મજન્ય ગણ અન્ય, જીવ, વળી સૌ ચૌગતિ કષ્ટ. ૬૩

સંસારનાં સુખ દુઃખ કર્મથી થાય છે—

જીવને બહુવિધ દુઃખ સુખ, ઉપજાવે જે કર્મ;
જાણે દેખે માત્ર જીવ, એ નિશ્ચયનય મર્મ. ૬૪

નિશ્ચય નયે આત્માને બન્ધ મોક્ષ નથી—

હે જીવ, જીવને બંધ કે, મોક્ષ કરે સૌ કર્મ;
આત્મા કરે ન કાંઈ પણ એ નિશ્ચયનય મર્મ. ૬૫

એક પ્રદેશ ન એહવો, લખ ચોરાસી માંય;
પામ્યા વિણ જિન વચનને, જીવ જ્યાં ડૂલ્યો ન હોય. ૬૫-૧

હે જીવ, આત્મા પંગુ સમ, સ્વયં ન આવે જાય;
ત્રણે ભુવન મધ્યે વિધિ,[1] લાવે ને લઈ જાય. ૬૬

---

૧. કર્મ.

આત્મા આત્મ જ, પર જ પર, આત્મા પર ન જ થાય;
પર કદી આત્મા ન જ બને, નિશ્ચય મુનિઓ ગાય. ૬૭

યોગિન્ પરમાર્થે કદી ઊપજે મરે ન જીવ,
બંધ મોક્ષ પણ ના કરે, જિનવર કહે સદૈવ. ૬૮

જીવને જન્મ જરા મરણ રોગ વર્ણ નહિ કોય;
આત્મન્, સંજ્ઞા લિંગ નહિ, જાણ નિશ્ચયે સોય. ૬૯

જન્મમરણ ગણ દેહનાં, વિવિધવર્ણ પણ દેહ;
વ્યાધિ ગણ તું દેહને, વિવિધ લિંગ પણ દેહ. ૭૦

જરા મરણ જીવ, દેહનાં, દેખી ભય નહિ આણ;
અજરામર પર બ્રહ્મ જે, તે નિજ આત્મા માન. ૭૧

છિન્ન ભિન્ન તન છો થતું, ભલે થતું ક્ષીણ સાવ;
ભાવો સહજાત્મા વિમલ, જેથી ભવ તરી જાવ. ૭૨

ભાવો કર્મસંબંધી તે, અન્ય અચેતન દ્રવ્ય;
જીવ સ્વભાવથી ભિન્ન, જીવ, જાણ નિશ્ચયે સર્વ. ૭૩

જ્ઞાનમયી આત્મા વિના, અન્ય સકલ પરભાવ;
તેહ તજી જીવ ભાવ તું, નિજ સહજાત્મ સ્વભાવ. ૭૪

આઠ કર્મથી ભિન્ન જે, સકલ દોષ-વિરહિત;
દર્શન જ્ઞાન ચરણમયી, નિજાત્મ ચિંતવ ચિત્ત. ૭૫

સમ્યગ્દૃષ્ટિ—

સ્વથી સ્વને જીવ જાણતાં, સમ્યગ્ દૃષ્ટિ થાય;
સમ્યગ્દૃષ્ટિ જીવ તો કર્મમુક્ત ઝટ થાય. ૭૬

મિથ્યાદૃષ્ટિ—

પર્યાયે જીવ રક્ત તે, મિથ્યાદૃષ્ટિ ગણાય;
બાંધે બહુવિધ કર્મને, તેથી ભમે ભવમાંય. ૭૭

કર્મની શક્તિ—

કર્મો દૃઢ, ઘન, ચીકણાં, ભારી વજ્ર સમાન;
જ્ઞાન પ્રવીણ જીવનેય તે, પાડે વિપથે જાણ. ૭૮

બહિરાત્માની માન્યતા—

જીવ મિથ્યાત્વે પરિણમ્યો, માને વિપરીત તત્ત્વ;
કર્મ વિનિર્મિત[1] ભાવને, ગણે નિજાતમ તત્ત્વ. ૭૯

હું ગોરો હું શ્યામ કે હું જ વિવિધ રૂપવાન;
હું સ્થૂલ, કૃષ શરીર હું, કહે મૂઢ તે માન. ૮૦

હું વર બ્રાહ્મણ, વૈશ્ય હું, હું ક્ષત્રીય, હું શેષ;
પુરુષ નપુંસક નારી હું, માને મૂઢ વિશેષ. ૮૧

તરુણ વૃદ્ધ રૂપવાન હું, શૂરો પંડિત શ્રેષ્ઠ;
શ્વેતાંબરી દિગંબરી, માને મૂઢ યથેષ્ટ. ૮૨

જનની જનક રમા વળી, પુત્ર મિત્ર ગૃહ દ્રવ્ય;
માયા–જાળ છતાં ગણે, મૂઢ પોતાનું સર્વ. ૮૩

દુઃખકારણ વિષયો છતાં, રમે સુખદ ગણી ત્યાંહિ;
મિથ્યાદૃષ્ટિ જીવ તો, શું શું કરે ન આંહિ? ૮૪

યોગિન્, પાકે કાળ ત્યાં, મોહમંદ જ્યમ થાય;
ત્યમ ત્યમ જીવ દર્શન લહે, નક્કી આતમ ભળાય. ૮૫

---

1. કર્મકૃત

**ભેદજ્ઞાનની ભાવના—**

આત્મા નહિ ગોરો વળી, શ્યામ રક્ત પણ નોય;
સ્થલ સૂક્ષ્મ પણ તે નહી, જ્ઞાની જ્ઞાને જોય. ૮૬

આત્મા બ્રાહ્મણ વૈશ્ય ના, નહિ ક્ષત્રિય નહિ શેષ;
પુરુષ નપુંસક સ્ત્રી નહીં, જાણે જ્ઞાની અશેષ. ૮૭

આત્મા શ્વેતાંબર નહીં, વળી દિગંબર બૌદ્ધ;
નહીં એક પણ લિંગી તે, જાણે યોગી પ્રબુદ્ધ. ૮૮

આત્મા ગુરુ નહિ, શિષ્ય નહિ, નહિ સેવક નહિ શેઠ;
શૂર નહીં, કાયર નહીં, નહિ કનિષ્ટ નહિ શ્રેષ્ઠ. ૮૯

દેવ મનુષ્ય ન આતમા, આત્મા નહિ તિર્યંચ,
આત્મા નારકી નહિ કદી, જ્ઞાની યોગી [1]લહંત. ૯૦

આત્મા પંડિત મૂર્ખ નહિ, નહિ ઈશ્વર નહિ રંક,
તરુણ વૃદ્ધ કે બાલ નહિ, એ પર, કર્મ કલંક. ૯૧

પુણ્ય પાપ તન કાળ નભ, ધર્માધર્મ સહિત,
એ એકકે નહિ આતમા, ચેતનભાવ રહિત. ૯૨

**આત્મા કેવો છે?—**

આત્મા સંયમ શીલ તપ, આત્મા દર્શન જ્ઞાન;
આત્મા શાશ્વત મોક્ષપદ, જો કરી આત્મપિછાણ. ૯૩

અન્ય જ દર્શન છે નહીં, અન્ય જ છે નહિ જ્ઞાન;
અન્ય જ નહિ ચારિત્ર પણ, આત્મા વિણ જીવ જાણ. ૯૪

અન્ય તીર્થ જીવ જા નહીં, અન્ય ગુરુ ના સેવ;
ચિન્તવ દેવ ન અન્ય કો, તજી સહ[illegible] ૯૫

---

૧. જાણે છે.

દર્શન કેવળ આતમા, અન્ય સર્વ વ્યવહાર;
યોગિન્, એક જ ધ્યાવવો, ત્રિલોકનો જે સાર. ૯૬

ધ્યાવો નિર્મળ આતમા, બહુ અન્યનું શું કામ?
જે ધ્યાતાં ક્ષણમાં લહો, ઉત્તમ પદ [૧]અભિરામ. ૯૭

આત્મા નિર્મળ નિજ મને, વસે ન નિયમે જ્યાંય;
શાસ્ત્ર પુરાણો તપ વિધિ, કરે મોક્ષ શું ત્યાંય? ૯૮

યોગિન્, જાણ્યો આતમા, તો જાણ્યું જગ સર્વ;
આતમભાવ વિષે લસે, પ્રતિબિંબિત જગ સર્વ. ૯૯

આત્મસ્વભાવે લીનને, જાણો એહ વિશેષ;
આત્મસ્વભાવે ઝટ દીસે, લોકાલોક અશેષ. ૧૦૦

ગગને રવિવત્ આતમા, સ્વપર પ્રકાશે ભાવ;
યોગિન્, અહીં કર ભ્રાંતિ ના, એવો વસ્તુસ્વભાવ. ૧૦૧

તારાગણ બિંબિત દીસે, નિર્મળ જળમાં જેમ;
લોકાલોક પ્રગટ દીસે, વિમલ આત્મમાં તેમ. ૧૦૨

નિજ ત્યમ સૌ પર જાણીએ, જાણ્યે જે નિજ આત્મ;
યોગિન્, આત્મબળે તું તે, જાણ એક નિજ આત્મ. ૧૦૩

જે જ્ઞાને ક્ષણ એકમાં, સ્વામિ, જણાય નિજાત્મ,
પ્રવર પ્રકાશો જ્ઞાન મુજ, બહુ અન્યનું શું કામ? ૧૦૪

જ્ઞાનનું સ્વરૂપ—

જાણે આતમા જેહ તે, જ્ઞાન આતમા માન;
જીવપ્રદેશે [૨]લોકમિત, જ્ઞાને ગગન-પ્રમાણ. ૧૦૫

---

૧. અભિરામ = સુંદર, મનોહર, આનંદદાયક. ૨. લોકપ્રમાણે.

આત્માથી જે ભિન્ન તે, વત્સ કહી નહિ જ્ઞાન;
તજી તું તેહ ત્રણેયને[1] નિયમે આત્મા જાણ. ૧૦૬

જ્ઞાનગમ્ય આત્મા ખરે, કારણ, જાણે જ્ઞાન;
તેથી તજી ત્રણેયને, જ્ઞાને આત્મા જાણ. ૧૦૭

જ્ઞાનિન્, જ્ઞાને જ્ઞાનીને જ્ઞાની જો તું ન જાણ;
તો અજ્ઞાને જ્ઞાનમય શી પરબ્રહ્મ પિછાણ? ૧૦૮

શુદ્ધાત્મા જોવાય જ્યમ, શુદ્ધાત્મા જ જણાય;
ત્યમ શુદ્ધાત્માનુભવે, ઝટ પરલોક પમાય. ૧૦૯

હરિહર મુનિવર વૃન્દનાં, મનમાં વસતા દેવ;
પરથી પણ પર જ્ઞાનમય, તે પરલોક સદૈવ. ૧૧૦

જેની મતિ પરમાત્મમાં,-વસે, તેહ પરલોક;
જ્યાં મતિ ત્યાં ગતિ નિશ્ચયે, જીવની થાય વિલોક. ૧૧૧

હે જીવ, જ્યાં મતિ ત્યાં ગતિ, મરણે પણ જો થાય;
તો કર ના પર બ્રહ્મ વિણ, મતિ પર દ્રવ્યની માંય. ૧૧૨

જે નિજ દ્રવ્યથી ભિન્ન, જડ, તે પરદ્રવ્ય પિછાણ;
પુદ્ગલ ધર્માધર્મ નભ, પંચમ કાલ તું જાણ. ૧૧૩

માત્ર અર્ધપળ પણ કરે, પરમાતમમાં રાગ;
તે બહુ પાપ દહે યથા, કાષ્ઠગિરિ કણ આગ. ૧૧૪

જીવ, સર્વ ચિંતા તજી, થઈ નિશ્ચિંત સદૈવ;
પરમ પદે મન ધાર તું, દેખ નિરંજન દેવ. ૧૧૫

---

૧. ધર્મ, અર્થ, કામ ત્રણ પુરુષાર્થ.

સ્વાત્મદર્શને સુખ પરમ, કરતાં ધ્યાન પમાય;
તે સુખ ત્રિભુવનમાંય ના, જિન અનંત સિવાય. ૧૧૬

મુનિ ધ્યાતાં નિજ આત્મને, જે સુખ લહે અનંત;
લહે ન તે સુખ ઈન્દ્ર પણ, કોટિ–દેવી–વિલસંત. ૧૧૭

આત્મદર્શને જિનવરો, જે સુખ લહે અનંત;
તે સુખ લહે વિરાગી જીવ, અનુભવતાં શિવશાંત. ૧૧૮

યોગિન્, નિજ નિર્મળ મને, દીસે સ્વરૂપ શિવશાંત;
અમલ અઘન ગગને યથા, ઝલકે રવિ જ્વલંત. ૧૧૯

રાગે રંજિત હૃદયમાં, દીસે ન દેવ પ્રશાંત;
મલિન દર્પણે ના દીસે,–બિંબ, સમજ નિર્ભ્રાન્ત. ૧૨૦

વિષયી જનોને આત્મદર્શન થતું નથી—

મૃગાક્ષી[1] જેને ઉર વસે, ત્યાં નહિ બ્રહ્મ, વિચાર;
મ્યાન એકમાં બે અસિ, વત્સ રહે કયમ ? ધાર. ૧૨૧

જ્ઞાનીનાં નિર્મળ ઉરે, વસે અનાદિ દેવ,
ભાસે માનસરે મને લીન હંસ પરમેવ. ૧૨૨

લેપ ચિત્ર પ્રતિમા વળી દેવાલયે ન દેવ;
શિવ નિરંજન જ્ઞાનમય સ્થિત સમમને સદૈવ. ૧૨૩

મન પરમેશ્વરશું મળ્યું, પરમેશ્વર મનલીન;
બન્ને સમરસી એક ત્યાં, કોને પૂજું ? અભિન્ન. ૧૨૩–૨

વિષયકષાયે મન જતું, ધાર્યું નિરંજન માંહિ;
મોક્ષ હેતુ બસ એ ખરો, મંત્ર તંત્ર પર નાંહિ. ૧૨૩–૩

---

૧. સ્ત્રી.

# દ્વિતીય મહાઅધિકાર

## મોક્ષમાર્ગ

શ્રી ગુરુ મોક્ષ કહો મને, મોક્ષ હેતુ સત્યાર્થ;
મોક્ષ સંબંધી ફળ વળી, જેથી લહું પરમાર્થ. ૧

યોગિન્, પૂછ્યો મોક્ષ તેં, મોક્ષહેતુ ફળ તેમ;
જિનભાષિત સુણ તે કહું, જાણે ભેદ તું જેમ. ૨

ધર્મ અર્થ ને કામથી, મોક્ષ શ્રેષ્ઠ સુખ ખાણ;
કહે જ્ઞાનીઓ કેમકે, સુખ અન્યથી ન જાણ. ૩

જો જીવ, એ સર્વેયથી, મોક્ષ શ્રેષ્ઠ ન ગણાય;
તો તે તજી ત્રણેયને, જિનો મોક્ષ કયમ જાય? ૪

મોક્ષ ન દે સુખ શ્રેષ્ઠ જો, તે નહિ શ્રેષ્ઠ ગણાય;
તો પશુ પણ બંધાયલાં, બંધમુક્તિ કયમ ચહાય? ૫

વળી વિશ્વથી અધિક જો, ગુણગણ ત્યાં ન તમામ;
તો ત્રિભુવન નિજ શિરપરે, ધરે મોક્ષ શું કામ? ૬

મોક્ષ ન દે સુખ શ્રેષ્ઠ જો, તે નહિ શ્રેષ્ઠ ગણાય;
તો જીવ, તેને સિદ્ધગણ, સેવે કેમ સદાય? ૭

હરિહર બ્રહ્મા જિનવરો, વળી મુનિવરગણ ભવ્ય;
મન ધરી પરમ નિરંજને, ધ્યાવે મોક્ષ જ સર્વ. ૮

સુખનું કારણ જીવને, ત્રિભુવનમાં પણ કોય;
મોક્ષ વિના નહિ એક પણ, તેથી ચિંતવ સોય. ૯

કર્મ કલંક વિમુક્તને, જે પરમાતમ પ્રાપ્ત;
માન નિશ્ચયે મોક્ષ એ, કહે જ્ઞાની મુનિ આપ્ત. ૧૦

અનંત દર્શન જ્ઞાન સુખ, જેને સમય ન નાશ;
તેજ મોક્ષફળ શાશ્વતું, અનન્ય લોકે ખાસ. ૧૧
જીવોને શિવહેતુ વર દર્શન જ્ઞાન ચરિત;
ત્રણેય તે ગણુ આતમા, એ નિશ્ચયે [1]ઉદિત. ૧૨
જોવે જાણે અનુભવે, સ્વર્થી સ્વને જે તેજ;
દર્શન જ્ઞાન ચરિત્ર, જીવ, મોક્ષહેતુ ગણુ એજ. ૧૩
જે વ્યવહારનયે કહ્યાં દર્શન જ્ઞાન ચરિત્ર;
તે જીવ, જાણુ તું જેહથી થાયે પરમ પવિત્ર. ૧૪
દ્રવ્ય યથાસ્થિત જાણીને, શ્રદ્ધે જગમાં જેહ,
અવિચળ આત્મસંબંધી એ ભાવ જ દર્શન તેહ. ૧૫
જાણુ દ્રવ્ય એ છ રહ્યાં, ત્રિભુવન જેથી ભરેલ;
આદિ અંત રહિત એ, જ્ઞાનીગણે કહેલ. ૧૬
જીવ સચેતન દ્રવ્ય ગણુ, પાંચ અચેતન અન્ય;
પુદ્ગલ ધર્માધર્મ નભ, કાલ સહિત વિભિન્ન. ૧૭
યોગિન્, અમૂર્ત જ્ઞાનમય, પરમાનંદ સ્વભાવ;
નિયમે આત્મા માન તું, નિત્ય નિરંજન ભાવ. ૧૮
પુદ્ગલ ષડ્વિધ મૂર્ત એ, અન્ય અમૂર્તિક જાણુ;
ધર્માધર્મ ગતિસ્થિતિ-હેતુ કહે સુજાણ. ૧૯
જેના ઉદર વસે ખરે, સર્વ દ્રવ્ય સંસ્થિત,
તે નભ દ્રવ્ય તું જાણુ જે જિનવર દેવ કથિત. ૨૦
જાણુ વર્તના લક્ષણે કાળ દ્રવ્ય પણ જેહ;
રત્નરાશિસમ ભિન્ન સૌ કાલ આણુ ગણુ એહ. ૨૧

---

૧. કહેલું.

જીવ પુદ્ગલને કાલ એ ત્રણ વિણ જે ત્રણ અન્ય;
સ્વ સ્વ પ્રદેશે સર્વ એ જાણ અખંડિત દ્રવ્ય. ૨૨
ચાર દ્રવ્ય જીવ, અન્ય જે, પુદ્ગલ જીવ વિહીન;
ગમનાગમન રહિત તે, ભાખે જ્ઞાન–પ્રવીણ. ૨૩
ધર્મ અધર્મ જીવ એક એ, અસંખ્ય પ્રદેશ પ્રમાણ;
ગગન પ્રદેશ અનંત ને, પુદ્ગલ બહુવિધ જાણ. ૨૪
જગમાં આ દ્રવ્યો રહ્યાં, લોકાકાશાધાર;
એક ક્ષેત્ર અવગાહીને, નિજનિજ ગુણ વસનાર. ૨૫
આ દ્રવ્યો ઉપજાવતાં, જીવને નિજનિજ કાર્ય;
તેથી ચતુર્ગતિ દુઃખ સહી, જીવ ભમે ભવમાંય. ૨૬
હે જીવ, જાણી સ્વભાવ આ દ્રવ્યોનો દુઃખદાય;
મોક્ષમાર્ગ અવલંબીને જા ઝટ મુક્તિમાંય. ૨૭
નિયમે દૃષ્ટિસ્વરૂપ મેં, વ્યવહારે કહ્યું આંય;
હવે જ્ઞાન ચારિત્ર સુણ, જ્યમ પરમેષ્ઠી પમાય. ૨૮
જેમ સ્થિતિ જે દ્રવ્યની, જાણે તેમ યથાર્થ;
આત્મસંબંધી ભાવ તે, જ્ઞાન માન સત્યાર્થ. ૨૯
નિજ પર જાણી, માનીને, તજે સર્વ પર ભાવ;
કહ્યું ચરણ એ જ્ઞાનીનું, તે નિજ શુદ્ધ સ્વભાવ. ૩૦

રત્નત્રયના ઉપાસકનાં લક્ષણ—

રત્નત્રયના ભક્ત જે, લક્ષણ તેનું એહ;
ગુણનિલય આત્મા તજી, ધ્યાવે અવર ન જેહ. ૩૧
જે જ્ઞાનીઓ વિમલ એ, રત્નત્રય કહે આત્મ;
તે શિવપદ આરાધકો, ધ્યાવે નિજ સહજાત્મ. ૩૨

આત્મા નિર્મલ ગુણમણિ, નિશદિન ધ્યાવે જેહ;
પરમ મુનિ નિયમે લહે, શીઘ્ર મોક્ષપદ તેહ. ૩૩

દર્શન ઉપયોગનું લક્ષણ—

પ્રથમ પદાર્થો જીવથી, જે સામાન્ય ગ્રહાય;
વસ્તુ વિશેષ વિહીન તે, દર્શન નિજ કહાય. ૩૪
જીવને દર્શનપૂર્વ જે સ્પષ્ટ થાય વિજ્ઞાન;
જાણે વસ્તુવિશેષ તે તે ગણ અવિચળ જ્ઞાન. ૩૫
દુઃખસુખ સહતા જ્ઞાની, જીવ, ધ્યાનવિષે તલ્લીન;
કર્મનિર્જરા હેતુ તે, તપ તે, સંગવિહીન. ૩૬
દ્વન્દ્વ સહંતા મુનિપ્રવર, સામ્ય ધરે મનમાંય;
પુણ્ય પાપ સંવર તણા હેતુ તેથી તે થાય. ૩૭
કાળ જેટલો મુનિ રહે, આત્મસ્વરૂપે લીન;
ગણ તે સંવર નિર્જરા, સકળ વિકલ્પ વિહીન. ૩૮
કર્મ પૂર્વકૃત ક્ષય કરે, નવીન પ્રવેશ અભાવ;
સકલ સંગથી મુક્ત તે, કરતા ઉપશમ ભાવ. ૩૯
દર્શન જ્ઞાન ચરિત્ર તો તેને જે સમસ્થિત;
એ એક્કે નહિ અવરને જિનવર દેવ કથિત. ૪૦
જ્યાં સુધી જ્ઞાની ઉપશમે ત્યાં સુધી સંયત એહ;
કષાયવશ જ્યાં તે બને, અસંયમી ત્યાં તેહ. ૪૧

કષાયનાં નિમિત્તોનો ત્યાગ કરો—

કષાય મન જેથી હુવે, તજ તે મોહ અબોધ;
મોહ કષાય રહિત બસ લહે ખરે સમબોધ. ૪૨

શ્રદ્ધી તત્ત્વાતત્ત્વ મન, જે સમભાવે સ્થિત;
તે આ જગમાં સુખી ખરા, જેની સ્વભાવે પ્રીત. ૪૩

સમભાવે સ્થિતને બને, આ બે દોષ વિલોક;
આત્મબંધને જે હણે, વિકલ કરે જગ લોક. ૪૪

અન્ય દોષ પણ ત્યાં બને, જ્યાં સમભાવે લીન;
નિજ શત્રુને[1] છોડી દે, પરને[2] બને અધીન. ૪૫

વળી સમભાવે સ્થિતને દોષ અન્ય એ થાય.
વિકલ[3] થતાં એકલ અરે! જગમાથે ચઢી જાય. ૪૬

સર્વ પ્રાણીની જે નિશા, જાગે યોગી ત્યાંહિ;
જ્યાં જગ બધું જાગે, મુનિ,–ઊંઘે નિશિ ગણી ત્યાંહિ. ૪૬–૧

રાગ કરે નહિ ક્યાંય પણ, જ્ઞાની તજી સમભાવ;
તેથી જ પામે જ્ઞાનમય, નિજ સહજાત્મ સ્વભાવ. ૪૭

ભણે ભણાવે જ્ઞાની ના, સ્તુતિ નિન્દા ન કરંત;
નિયમે સિદ્ધિ–હેતુ એ સમતા ભાવ લહંત. ૪૮

મુનિવર કરે ન ગ્રન્થ પર, રાગદ્વેષરૂપ ભાવ;
કારણ ગ્રન્થથી ભિન્ન નિજ જાણ્યો આત્મસ્વભાવ. ૪૯

કરે ન મુનિવર વિષયપર, રાગદ્વેષરૂપ ભાવ;
કારણ વિષયથી ભિન્ન નિજ જાણ્યો આત્મસ્વભાવ. ૫૦

કરે ન મુનિવર શરીર પર, રાગદ્વેષરૂપ ભાવ;
કારણ શરીરથી ભિન્ન નિજ જાણ્યો આત્મસ્વભાવ. ૫૧

---

1. શત્રુને = કર્મને, ૨. પરને=પરમાત્માને, ૩. વિકલ = શરીર રહિત સિદ્ધ.

કરે ન વૃત્તિ નિવૃત્તિ પર, રાગદ્વેષ મુનિરાય;
જાણ્યો સ્વભાવ બેઉનો, બંધહેતુ દુઃખદાય. ૫૨

જે જાણે નહિ બંધ કે મોક્ષહેતુ નિજભાવ;
તેજ મોહથી જીવ, કરે પુણ્ય પાપ દ્વયભાવ. ૫૩

દર્શન જ્ઞાન ચરિત્રમય, આત્મા શ્રદ્ધે નાંહિ,
તેજ મોક્ષકારણ ગણી કરે ઉભય તે આંહિ. ૫૪

પુણ્ય પાપ એ બેઉને ગણે ન સમ જે કોય;
સહતાં દુઃખ ચિર ભવ ભમે, મોહવશે જીવ સોય. ૫૫

અતિ સુંદર તે પાપ પણ, જ્ઞાની કહે જીવ, એમ;
દઈ દુઃખ જીવને શીઘ્ર તે, કરે શિવદમતિ ક્ષેમ. ૫૬

જ્ઞાની કહે તે ઇષ્ટ નહિ પુણ્યો પણ સુખદાય;
જીવને રાજ્ય દઈ, ત્વરિત ઉપજાવે દુઃખ લાય. ૫૭

નિજ દર્શન સન્મુખ જો મરણ તોય તે શ્રેષ્ઠ;
નિજ દર્શનથી વિમુખ જીવ, પુણ્ય તેય નહિ ઇષ્ટ. ૫૮

નિજ દર્શન સન્મુખ તે, લહતા સૌખ્ય અનંત;
તે વિણ પુણ્ય કરે છતાં સહતા દુઃખ દુરંત. ૫૯

પુણ્યે વૈભવ, તેથી મદ, મદથી મતિભ્રમ જાણ;
મતિભ્રમથી વળી પાપ તો, પુણ્ય હજો ન નિદાન.[1] ૬૦

દેવ શાસ્ત્ર મુનિવર તણી, ભક્તિથી પુણ્ય પમાય;
નહીં કર્મક્ષય તેથી પણ, કહે આર્ય મુનિરાય. ૬૧

દેવશાસ્ત્ર મુનિવર તણો, દ્વેષ કરે જો કોય;
નિયમે પાપ ઉપાર્જતાં ભવમાં ભમતા સોય. ૬૨

---

1. અવશ્ય

પાપે તિર્યગ્ નરક, જીવ, પુણ્યે દેવ વિજાણ,
મિશ્રે મનુષ્ય ગતિ મળે, ઉભયક્ષયે નિર્વાણ. ૬૩

વન્દન નિન્દન પ્રતિક્રમણ, પુણ્યહેતુ ગણી એમ;
કરે કરાવે જ્ઞાની ના, અનુમોદે નહિ તેમ. ૬૪

વન્દન નિન્દન પ્રતિક્રમણ, જ્ઞાનીને નહિ યોગ્ય;
શુદ્ધ જ્ઞાનમય ભાવ એક શુચિ વિણ સર્વ અયોગ્ય. ૬૫

વન્દે નિન્દે પ્રતિક્રમે પણ જો ભાવ ન શુદ્ધ;
સંયમ ખરે ન તેહને, કારણ મન ન વિશુદ્ધ,
સંયમ શીલ તપ શુદ્ધને, તેમજ દર્શનજ્ઞાન;
કર્મક્ષય પણ શુદ્ધને, શુદ્ધ જ તેથી પ્રધાન. ૬૭
ભાવ વિશુદ્ધ સ્વ આત્મનો, ધર્મ ગણી ઉર ધાર;
ચતુર્ગતિમાં જીવને પડતાં જે ધરનાર. ૬૮
ભાવ વિશુદ્ધ જ એક એ પંથ સિદ્ધિનો સાર;
જે મુનિ તેમાંથી ચળે, બને મુક્ત કયમ? ધાર. ૬૯
જ્યાં ફાવે ત્યાં ગમન કર, ફાવે તે કર જીવ;
પણ જ્યાં સુધી મનશુદ્ધિ નહિ, મળે ન મોક્ષ કદૈવ. ૭૦

શુભ પરિણામે ધર્મ ને અશુભે થાય અધર્મ;
એ બન્નેથી રહિત જે, શુદ્ધ ન બાંધે કર્મ. ૭૧

દાને ભોગ મળે ખચીત, તપથી ઈન્દ્ર થવાય;
જન્મ મરણથી રહિત પદ, જ્ઞાને કરી પમાય. ૭૨

દેવ નિરંજન ઈમ કહે, જ્ઞાને મોક્ષ અભ્રાન્ત;
જ્ઞાન વિહીન જીવો ચિરં ભમતા ભવે નિતાન્ત.[1] ૭૩

---

૧. અતિશય

જ્ઞાન વિહીન જીવ કોઈને મુક્તિપદ નહિ દેખ;
વલોવતાં જળ ઘણુંય ના કદી કર ચીકણો પેખ. ૭૪

આત્મજ્ઞાન વિણુ અન્ય જે, જ્ઞાન ન તેનું નામ;
તેથી રહિત તપ પણ બને, દુઃખકારણ સુતરામ.[૨] ૭૫

જેથી રાગ વધે નહીં, તેજ જ્ઞાન નિજ ધાર;
દિનકર કિરણો આગળે, શું વિલસે અંધાર? ૭૬

જ્ઞાનીને આત્મા વિના અવર ન સુંદર કાંઈ;
તો પરમાર્થ સુજાણુ તો, રમે ન વિષયો માંહિ. ૭૭

જ્ઞાનમયી આત્મા વિના અન્ય રુચે નહિ ચિત્ત;
પરખ્યો મરકત તેહને, કાચ વિષે શું પ્રીત? ૭૮

ભોગવતાં નિજ કર્મફળ, ભાવ કરે જીવ જેહ
મોહવશે શુભ કે અશુભ, કર્મ ઉપાર્જે તેહ. ૭૯

ભોગવતાંય સ્વકર્મફળ, રાગ કરે નહિ ત્યાંય;
તે બાંધે નહિ કર્મ ને સંચિત ક્ષય થઈ જાય. ૮૦

અણુ માત્ર પણ રાગ જો મનથી જગ ન તજાય;
તો પરમાર્થ–પ્રવીણુ પણ ત્યાં સુધી મુક્ત ન થાય. ૮૧

શાસ્ત્રો જાણે તપ કરે, પણ પરમાર્થ અજાણુ;
પરમાત્મા ના અનુભવે, ત્યાં સુધી મુક્તિ ન જાણ. ૮૨

શાસ્ત્ર ભણે પણ વિકલ્પને હણે ન જડ તે આંહિ
તન વસતા પરમાત્મને નિર્મળ શ્રદ્ધે નાંહિ. ૮૩

---

૨. ઘણું

બોધ કારણે સાસ્ત્ર સો ખરે ભણે જગમાંય;
તેથીય થયો ન બોધ ત્યાં, તે શું ન મૂરખરાય ? ૮૪

તીર્થ તીર્થ ભમતાં છતાં, મૂઢ મુક્ત નહિ થાય;
કારણ જ્ઞાનરહિત તે, જીવ, મુનિવર ન ગણાય. ૮૫

જ્ઞાની ને અજ્ઞાની બે મુનિવરમાં બહુ ભેદ
જ્ઞાની તનને પણ તજે, જાણી સ્વપર–પ્રભેદ. ૮૬

અજ્ઞાની ગ્રહવા ચહે, ત્રિભુવન વસ્તુ અશેષ;
બહુવિધ ધર્મમિષે[1] ખરે, એ જીવ, ઉભય–વિશેષ. ૮૭

ચેલા ચેલી ગ્રન્થથી, મૂઢ બને સંતુષ્ટ;
જ્ઞાની અહો લજ્જાય ત્યાં ! બંધ હેતુ ગણી દુષ્ટ. ૮૮

પીંછી પાટ કમંડલુ ચેલા ચેલી જેહ;
મોહ કરાવી મુનીશને, પાડે વિપથે એહ. ૮૯

જેણે જિનવર વેષ લઈ, કેશ લોચ કરીને ય;
સંગ સકલ જો ના તજ્યો, ઠગ્યો સ્વ આતમને ય. ૯૦

જે જિનલિંગ ધરી મુનિ, ગ્રહે પરિગ્રહ ઇષ્ટ;
વમન કરીને તે ગળે પાછું તેજ અનિષ્ટ. ૯૧

લાભ કીર્તિ અર્થે તજે, જે મુનિઓ શિવસંગ;
દહે ખીલાર્થે દેવ તે કે દેવાલય ચંગ. ૯૨

જે મુનિ આત્માને ગણે પરિગ્રહથી જ મહંત;
પરમાર્થે પરમાર્થ તે જાણે ન જિન કહંત. ૯૩

---

૧. ધર્મને બહાને

જીવ, પરમાર્થ-પ્રવીણને ગુરુ લઘુ નહિ કોય;
કારણ જીવ પર બ્રહ્મ સૌ, નિયમે જાણે સોય. ૯૪

રત્નત્રયના ભક્તનું લક્ષણ જાણ તું એહ;
ગણે ન જીવમાં ભેદ તે, રહો ગમે તે દેહ. ૯૫

ત્રિભુવન સ્થિત જીવો વિષે, મૂઢ ગણંતા ભેદ;
કેવલજ્ઞાને જ્ઞાની સ્ફુટ[1] જાણે સકલ અભેદ. ૯૬

સર્વે જીવો જ્ઞાનમય, જન્મ મરણથી મુક્ત;
સમ સૌ જીવપ્રદેશથી, સમ સ્વગુણે સમસ્ત. ૯૭

જીવનું લક્ષણ જિનવરે ભાખ્યું દર્શન જ્ઞાન;
તેથી ન ભેદ કરાય ત્યાં, જો મન પ્રગટ્યો ભાણ. ૯૮

જગમાં વસતા જીવનો કરે નહીં જે ભેદ;
તે પરમાત્મપ્રકાશકર, લહે વિમલ નિજ ભેદ. ૯૯

રાગદ્વેષ દ્વય પરિહરી, સૌ જીવ જુએ સમાન;
સમભાવે પ્રતિષ્ઠિત તે, શીઘ્ર લહે નિર્વાણ. ૧૦૦

જીવનું દર્શન જ્ઞાન, જીવ, લક્ષણ જાણે એમ,
દેહ-ભેદથી ભેદ તો, જ્ઞાની માને કેમ? ૧૦૧

દેહ-ભેદથી જે કરે, જીવનો ભેદ વિચિત્ર;
જીવ-લક્ષણ જાણે ન તે, દર્શન જ્ઞાન ચરિત્ર. ૧૦૨

વિધિવશ સૂક્ષ્મ સ્થૂલ તન, બાળ આદિ પર્યાય,
પણ જીવ છે તે તેવડા, સૌ સર્વત્ર સદાય. ૧૦૩

---

૧. પ્રગટ

શત્રુ મિત્ર કે સ્વકીય પર જે આ જીવ સમસ્ત;
એક ગણી સો સમ જુએ, તે જાણે નિજ તત્ત્વ. ૧૦૪

એક–સ્વભાવી જીવ સો માને એમ ન જેહ;
સમભાવ ન તેને રહે, ભવાબ્ધિ નૌકા જેહ. ૧૦૫

કર્મકૃત જીવ ભેદ સો પણ કર્મ ન જીવ થાય;
કારણ જીવ અવસર મળ્યે, ભિન્ન કર્મથી થાય. ૧૦૬

એક જાણ, તજ દ્વન્દ્વ તું, કર નહિ વર્ણવિશેષ;
કારણ એક જ દેવ આ, જગમાં વસે અશેષ. ૧૦૭

પર સંગ અને પર પ્રસંગનો ત્યાગ કરો—

પરમ મુનિ પર[1] જાણતા છતાં તજે પરસંગ;
લક્ષ ચૂકે પરમાત્મનો, જો પરસંગ–પ્રસંગ. ૧૦૮

જે સમભાવથી બાહ્ય છે, કર તેનો નહિ સંગ;
પડીશ ચિંતા સાગરે, વળી બળશે નિજ અંગ. ૧૦૯

દુર્જન સંગે વિણસતા, ગુણો ભદ્ર જનનાય;
લોહસંગથી અગ્નિ જો, ઘણથી જેમ ટિપાય. ૧૧૦

મોહ ત્યાગ કરો—

યોગિન્, ત્યજ તું મોહને, મોહ ભદ્રરૂપ નાંહિ;
મોહાસક્ત બધું જગત, દુઃખ સહે જો આંહિ. ૧૧૧

ધરી ભયાનક નગ્ન રૂપ, દગ્ધ મૃતક સમ કાય;
ભિક્ષામાં મિષ્ટાન્ન,તું,–ચહે ન કયમ લજાય ? ૧૧૧–૨

---

૧. પરમ આત્મતત્ત્વ

મુનિ, દ્વાદશવિધ તપ તણું, ફળ ઇચ્છે અભિરામ;[1]
તો તજ મન વચ કાયથી, ભોજન–ગૃદ્ધિ તમામ. ૧૧૧–૩

સરસ ભોજને તુષ્ટ મન, વિરસે કરે કષાય;
જાણે નહિ પરમાર્થ તે ભોજન–ગૃદ્ધ ગણાય. ૧૧૧–૪

પાંચ ઇન્દ્રિયના વિષયોમાં આસક્ત જીવો વિનાશ પામે છે—

રૂપે કુદાં, મૃગ શબ્દથી, સ્પર્શે ગજ મરી જાય;
મત્સ્ય રસે, અલિ ગન્ધથી, રતિ વિષયે કયમ થાય? ૧૧૨

લોભનો ત્યાગ કરો—

યોગિન્, તજ તું લોભને, લોભ ભદ્ર નહિ માન;
લોભાસક્ત જગત સકલ, દેખ સહે દુઃખખાણ. ૧૧૩

લોહસંગથી અગ્નિ તો, એરણ પર ટિપાય;
તાણે ખેંચે ઘણ પડે, ત્રૂટી ખંડ થઈ જાય. ૧૧૪

યોગિન્, તજ તું સ્નેહને, સ્નેહ ભલો નહિ થાય;
સ્નેહાસક્ત સકલ જગત્ દેખ સહે દુઃખલાય. ૧૧૫

જલ સિંચે પગથી ખૂંદે, ફરી ફરી જો પીલાય,
સ્નેહસ્નિગ્ધ તલ ઘાણીમાં, યન્ત્રે દુઃખી થાય. ૧૧૬

તેજ ધન્ય તે સત્પુરુષ ચિરંજીવો જગમાંય;
જે યૌવનદ્રહમાં[2] પડ્યા, સહેજે તે તરી જાય. ૧૧૭

મોક્ષજ સાધ્યો જિનવરે, તજીને બહુવિધ રાજ;
ભિક્ષાભોગી જીવ તું, કરે ન કયમ નિજ કાજ? ૧૧૮

---

૧. મનોહર, આનંદદાયક. ૨. દ્રહ=ધરો; પાણીનો ઊંડો ખાડો.

હે જીવ, ભમતાં ભવ વિષે, દુઃખ સહે તું મહાન;
આઠે કર્મો ક્ષય કરી, શીઘ્ર પામ નિર્વાણ. ૧૧૯

અણુમાત્ર પણ દુઃખ તું, જો, સહવા ન સમર્થ;
હેતુ ચતુર્ગતિ દુઃખનાં કર્મ કરે કયમ વ્યર્થ ? ૧૨૦

કર્મ કરે જગ અજ્ઞ સૌ, પડયું ધાંધલમાં છેક;
મોક્ષહેતુ નિજ આતમા, ન ચિંતવે ક્ષણ એક. ૧૨૧

ભમતો લખચોરાશીમાં, આત્મા દુઃખ સહંત;
પુત્ર કલત્રે મોહિયો, જ્ઞાન વિના નહિ અંત. ૧૨૨

ઘર પરિજન તન ઇષ્ટ સૌ, જીવ, સ્વકીય ન માન;
કૃત્રિમ કર્માધીન એ, કહ્યાં આગમે જાણ. ૧૨૩

ગૃહ પરિજન ચિંતન કર્યે, મોક્ષ કદી નહિ થાય;
ચિંતવ વર તપ જેથી એ, મુક્તિ શ્રેષ્ઠ પમાય. ૧૨૪

લાખો જીવને મારીને, જીવ, જે પાપ કરીશ;
સ્ત્રી પુત્રાદિ કારણે, એકલ તે તું સહીશ. ૧૨૫

મારી ચૂરી જીવને, જે તું દુઃખ દઇશ;
તેથી અનંત ઘણું નકી, ફળ તું જીવ, લઇશ. ૧૨૬

નરક ગતિ જીવ મારતાં, અભયદાનથી દેવ;
દર્શાવ્યા બે માર્ગ આ, હવે રુચે તે સેવ. ૧૨૭

મૂઢ ક્ષણિક સૌ ત્યાં, ભ્રમે,–કુસકા હવે ન ખાંડ;
રતિ કર નિર્મળ શિવપથે, ગૃહપરિજન ઝટ છાંડ. ૧૨૮

હે યોગિન્, કૃત્રિમ બધુંય, અકૃત્રિમ નહિ કાંય;
જીવ જાતાં તન જાય ના, જો દૃષ્ટાંત જણાય. ૧૨૯

શાસ્ત્ર દેવ દેવળ ગુરુ, તીર્થ વેદ કવિતાય;
વૃક્ષ પ્રફુલ્લિત જે દિસે, કાળે સૌ ક્ષય થાય. ૧૩૦

તજી એક પર બ્રહ્મ સો રચના જગમાં જેહ;
ક્ષણભંગુર તે સર્વ તો, જાણ ખાસ તું એહ. ૧૩૧

દીઠા જે સૂર્યોદયે, અસ્તે તો ન જણાય;
શી તૃષ્ણા ધન-યૌવને? વત્સ, ધર્મ કર કાંય. ૧૩૨

દેહ ચર્મમય વૃક્ષથી જો તપ ધર્મ ન થાય;
જરા-ઉધઇથી વિણસતાં, નરકપતન દુઃખદાય. ૧૩૩

કર જીવ, ભક્તિ જિનપદે, ત્યાગ સ્વજન સમુદાય;
તે પિતાનુંય કામ શું? જે પાડે ભવમાંય. ૧૩૪

જેણે નિર્મળ મન કરી તપશ્ચરણ કર્યું નાંહિ;
તેણે સ્વાત્માને ઠગ્યો, પામી નરભવ આંહિ. ૧૩૫

પંચેન્દ્રિયરૂપ ઊંટને, ચરવા દે ન યથેચ્છ;
ચરી સઘળાય વિષયવને, પટકે ભવમાં એજ. ૧૩૬

યોગિન્, ધ્યાનગતિ કઠિન, મનસ્થિર કયમે ન થાય;
ઇન્દ્રિય વિષયે સુખ ગણી, ત્યાં જ ફરી ફરી જાય. ૧૩૭

તે યોગી જે ભોગવે, દર્શન જ્ઞાન ચરિત્ર,
પંચેન્દ્રિયથી અલગ થઈ, પરમાર્થે યુતચિત્ત. ૧૩૭-ક

બે દિનનાં સુખ વિષયનાં, પછી દુઃખનો નહિ પાર;
ભ્રાન્ત જીવ, તું નિજ ખભે, ભલા કુહાડો ન માર. ૧૩૮

છતા વિષય જે છાંડતા, વારી જાઉં નર તેહ;
જેને શિર પર કેશ નહિ, દૈવે મુંડ્યો એહ. ૧૩૯

વશ કર નાયક પાંચનો, તો પાંચે વશ થાય;
તરુવરનું મૂળ છેદતાં, પાન અવશ્ય સુકાય. ૧૪૦

કાળ ગુમાવીશ કેટલો, હે જીવ, વિષયાસક્ત ?
શિવસંગમ[1] કર અચળ તું, પામે મોક્ષ અવશ્ય. ૧૪૧

આ શિવસંગમને તજી, ગુરુવર, જા નહિ ક્યાંય;
જે શિવસંગમ લીન નહિ, જો દુઃખ સહે સદાય. ૧૪૨

અનાદિ જીવ વળી કાળ પણ, વળી ભવાબ્ધિ અનંત;
જિનસ્વામી, સમકિત એ પામ્યો ન ચિર ભમંત. ૧૪૩

ગણ ગૃહવાસ ન શ્રેયરૂપ, કિંતુ પાપાવાસ;
કાળે જાળ અચળ રચી, મનુજ ફસાવા ખાસ. ૧૪૪

તન પણ નહિ જ્યાં સ્વાત્મનું, ત્યાં શું અન્ય સ્વ થાય ?
પર કારણ કર મોહ ના, તું શિવસંગ વિહાય.[2] ૧૪૫

કર શિવસંગમ માત્ર એક, જેથી સુખ પમાય,
ચિંતવ ના કંઈ અવરને, જેથી મોક્ષ ન થાય. ૧૪૬

નર તન નાખ ઉવારી આ. જોતાં માત્રજ સાર;
સડે ભૂમિમાં દાટતાં, બાળ્યે રાખ અસાર. ૧૪૭

મર્દન લેપ અલંકરણ મિષ્ટ અન્નથી પોષ;
તનનાં સૌ ગણ વ્યર્થ જ્યમ, દુર્જન-ઉપકૃતિ[3] દોષ. ૧૪૮

હે યોગિન્, આ કાય તો, જીર્ણ જાજરૂ જેમ,
ભરી નિરંતર નર્કથી, ત્યાં શું કરવો પ્રેમ ? ૧૪૯

---

૧. આત્મ—અનુભવ. ૨. છોડીને. ૩. ઉપકૃતિ=ઉપકાર.

ત્રિભુવનમાં દુ:ખ પાપ ને અશુચિપુંજ સમસ્ત;
તે લઈ વિધિએ તન ઘડ્યું, માની વેર ગરિષ્ઠ. ૧૫૦

યોગિન્, દેહ ઘૃણાસ્પદ, રમતાં શું ન લજ્જાય?
જ્ઞાનિન્, કર રતિ ધર્મમાં, આત્મા નિર્મળ થાય. ૧૫૧

યોગિન્, તજ તનભાવને, તન નહિ ભદ્ર કહાય;
દેહ-ભિન્ન તે જ્ઞાનમય, આત્મા જો તું સદાય. ૧૫૨

તજતા તન પણ મુનિ ગણી દુ:ખકારણ મનમાંય;
જ્યાં સુખ શ્રેષ્ઠ મળે નહીં, સંત વસે શું ત્યાંય? ૧૫૩

આત્માધીન સુખ શ્રેષ્ઠ જે, તેથી ધર સંતોષ;
પરસુખ ચિંતવતાં ઉરે, વત્સ, મટે નહિ શોષ. ૧૫૪

આત્માનો નહિ જ્ઞાન વિણ, બીજો કોઈ સ્વભાવ;
એ જાણીને યોગિ, ના,–કર પરમાં રતિભાવ. ૧૫૫

વિષય કષાયે જેહનું મન–જળ ના ડોળાય;
આત્મા તેનો વિમળ થઈ, પ્રત્યક્ષ પણ ઝટ થાય. ૧૫૬

મન વશ કરી ઝટ આતમા, પરમે[1] મળ્યો ન જેહ;
કરશે શું તે યોગથી? શક્તિ ન જેને એહ. ૧૫૭

આત્મા જ્ઞાનમયી મૂકી, અન્ય કરે જે ધ્યાન;
તે અજ્ઞાને પરિણમ્યા, લહે શું કેવળજ્ઞાન? ૧૫૮

નિર્વિકલ્પ ધ્યાને રહ્યા, ધન્ય યોગિઓ તેહ;
પરમાં સમરસભાવી જે પુણ્ય પાપ વિણ એહ. ૧૫૯

---

૧. પરમાત્મામાં.

ઉજ્જડને વાસિત કરે, વાસિત કરી દે શૂન્ય;
પુણ્ય પાપ વિણુ યોગિઓ, પૂજું ગણું હું ધન્ય. ૧૬૦

શિષ્ય પ્રશ્ન કરે છે—

મોહ તૂટે ઝટ જેમ ને, પામે ચિત્ત વિરામ;
સ્વામિન્, તે ઉપદેશ દો, દેવ અવર શું કામ ? ૧૬૧

આચાર્ય ઉત્તર આપે છે—

નાકે નીકળ્યો શ્વાસ જ્યાં, સમાધિમાં લય થાય;
ત્યાં તૂટે ઝટ મોહ ને, ચિત્ત અસ્ત થઈ જાય. ૧૬૨

સમાધિમાં જો વાસ તો, શીઘ્ર મોહલય થાય;
શ્વાસ તૂટે મન પણ મરે, કેવલ રવિ પ્રગટાય. ૧૬૩

સમાધિમાં મન જે ધરે લોકાલોક–પ્રમાણ;
શીઘ્ર મોહ તૂટે, બને, એ પરમાત્મ–પ્રમાણ. ૧૬૪

સમાધિ સમરસ મન ધરી, આત્મા દેવ અનંત;
તનસ્થિત પણ જાણ્યો નહીં, થયો નષ્ટ, ભગવંત. ૧૬૫

તજ્યા ન સંગ સમસ્ત મેં, કર્યો ન ઉપશમ ભાવ;
શિવપદ પથ શ્રદ્ધયો ન, જ્યાં મુનિઓનો વર ભાવ. ૧૬૬

તપ્યો ન તપ હું ઘોર જે, આત્મજ્ઞાનનો સાર;
પુણ્ય પાપ ના બાળિયાં, છેદું કયમ સંસાર ? ૧૬૭

પૂજ્યા નહિ જિનપતિ, દીધું,–મુનિવરને નહિ દાન;
પંચ પરમ ગુરુ ના નમ્યો, કયમ પામું શિવસ્થાન ? ૧૬૮

અર્ધ મીચેલાં નયન કે, પૂર્ણ મીચ્યે શું યોગ ?
ચિંતા વિણુ એકાગ્ર લે, ધ્યાને શિવસંયોગ. ૧૬૯

યોગિન્, ચિન્તા જો તજે, તો તૂટે સંસાર,
ચિન્તાસક્ત જિનેન્દ્ર પણ, લહે ન હંસાચાર.[1] ૧૭૦

ભવકારણ વ્યવહારમાં, તુજ દુર્મતિ શી અપાર ?
બ્રહ્મ પ્રપંચ રહિત જે, તે જાણી મન માર. ૧૭૧

સર્વ રાગ ષટ્ રસ અને પંચ રૂપે ભમનાર;
ચિત્ત રોકી ચિંતવ સદા, આત્મા દેવ અપાર. ૧૭૨

ધ્યાવો જે રૂપે તમે, આત્મા દેવ અનંત;
તે રૂપે તે પરિણમે, જેમ સ્ફટિકમણિ, મંત્ર. ૧૭૩

આ આત્માજ પરમાતમા, કર્મવશે બહિરાત્મ;
સ્વને સ્વથી જાણ્યે બને, સ્વયં દેવ પરમાત્મ. ૧૭૪

જે પરમાત્મા જ્ઞાનમય, તે હું દેવ અનંત;
જે હું તે પરમાતમા, એમ ભાવ નિર્ભ્રાન્ત. ૧૭૫

વિમલ સ્ફટિકથી ભિન્ન જ્યમ, હે જીવ પરકૃત ભાવ;
તેમજ આત્મસ્વભાવથી ગણ સો કર્મસ્વભાવ. ૧૭૬

ભેદવિજ્ઞાનની ભાવના બતાવે છે—

સ્ફટિક સ્વભાવે વિમલ જ્યમ, તેમજ આત્મસ્વભાવ;
જોઈ મલિન તન ભ્રાન્તિથી, ગણ ન મલિન નિજભાવ. ૧૭૭

રક્ત વસ્ત્રથી જેમ બુધ, તન નહિ માને રક્ત;
ત્યમ તન રક્તથી જ્ઞાની ના, આત્મા માને રક્ત. ૧૭૮

જીર્ણ વસ્ત્રથી જેમ બુધ, તન નહિ માને જીર્ણ;
ત્યમ તન જીર્ણથી જ્ઞાની ના, આત્મા માને જીર્ણ. ૧૭૯

---

૧. આત્મરમણતા.

વસ્ત્રનાશથી જેમ બુધ તન નહિ માને નષ્ટ;
ત્યમ તનનાશે જ્ઞાની ના, આત્મા માને નષ્ટ. ૧૮૦

હે જીવ, જ્ઞાની જ્યમ ગણે, વસ્ત્ર દેહથી ભિન્ન;
તેમ દેહ પણ આત્મથી, માને જ્ઞાની વિભિન્ન. ૧૮૧

આ તન જીવ, તુજ શત્રુ ગણ, દુઃખ ઉપજાવે એહ;
તો આ તનને જે હણે, મિત્ર પરમ ગણ તેહ. ૧૮૨

ઉદય આણીને કર્મ જે, ખપાવવા મુજ ઇહ;[1]
સ્વયં આવ્યું, ખપાવ્યું તો, લાભ પરમ ગણું એહ. ૧૮૩

નિષ્ઠુર વચન સુણી યદિ, મનમાં સહ્યું ન જાય;
ભાવ શીઘ્ર પરમાતમા, કે મનલય ઝટ થાય. ૧૮૪

લોક વિલક્ષણ કર્મવશ, ભમે ભવોભવ તેમ;
સ્વરૂપે સ્થિત તો, અહીં ભવે, પડે ન, અચરિજ કેમ ? ૧૮૫

મુજ અવગુણ ગ્રહીને યદિ, ગણે જીવો સંતોષ,
તો 'સુખહેતુ હું તેમને', ગણી તજે દેજે રોષ. ૧૮૬

યોગિન્ દુઃખથી જો ડરે, તો ચિંતવ નહિ કાંય;
અલ્પમાત્ર પણ શલ્ય તે અવશ્ય દુઃખકર થાય. ૧૮૭

મોક્ષનીય તજ ચિન્તના, મોક્ષ ન ચિન્તિત થાય;
બંધાયો જીવ જે વડે, તે છૂટયે શિવદાય. ૧૮૮

પરમ સમાધિસરોવરે પ્રવેશી તલ્લીન થાય;
આત્મ વિમલ સ્થિર તે બને, ભવમલ સૌ વહી જાય. ૧૮૯

---

૧. ઇચ્છા.

સર્વ વિકલ્પ વિલય થયે, પરમ સમાધિ કહાય;
તેથી શુભાશુભ ભાવ સૌ, મુનિઓ તજે સદાય. ૧૯૦

ઘોર તપશ્ચર્યા કરે, સૌ શાસ્ત્રોય ભણુંત;
પરમ સમાધિ રહિત જો, દેખે નહિ શિવશાંત. ૧૯૧

જે સમાધિ કરતા નથી, છેદી વિષય કષાય;
યોગિન્, તે પરમાત્મના, આરાધક નજ થાય. ૧૯૨

પરમ સમાધિ ધરીય જે પરમાત્મા ન લહંત;
તે મુનિઓ બહુવિધ સહે ભવદુઃખ કાળ અનંત. ૧૯૩

ભાવ શુભાશુભ જ્યાં સુધી, સર્વ ત્રૂટી નહિ જાય;
પરમ સમાધિ ન ત્યાં ઉરે કહે જ્ઞાની જિનરાય. ૧૯૪

ત્રૂટે સર્વ વિકલ્પ ત્યાં, શિવપદ પથે વસાય;
ચાર કર્મ ક્ષય ત્યાં થતાં, આત્મા અર્હત્ થાય. ૧૯૫

કેવલજ્ઞાને જાણુતા, લોકાલોક અશ્રાન્તઃ[1]
આત્મા પરમાનંદમય, ખરે બને અર્હંત. ૧૯૬

જે જિન કેવલ જ્ઞાનમય, પરમાનંદ–સ્વભાવ;
તે પરમાત્મા પરમ પર, જીવ, સહજાત્મ–સ્વભાવ. ૧૯૭

સર્વ કર્મ ને દોષથી, જે જિનદેવ વિભિન્ન;
તે પરમાત્મ–પ્રકાશ તું, નિયમે ગણુ યોગિન્. ૧૯૮

કેવલ દર્શન જ્ઞાન સુખ, વીર્ય અનંતે પૂર્ણ,
તે જિનદેવ પરમ મુનિ, લહે પ્રકાશ પ્રપૂર્ણ. ૧૯૯

---

૧. નિરંતર.

જે પરમાત્મા પરમ પદ, હરિ હર બ્રહ્મા બુદ્ધ;
પરમ પ્રકાશ મુનિઓ કહે, તે જિનદેવ વિશુદ્ધ. ૨૦૦

કરી કર્મક્ષય ધ્યાનથી, બનતાં મુક્ત અનંત;
જિનવર દેવે જીવ, કહ્યા તેજ સિદ્ધ ભગવંત. ૨૦૧

વળી શાશ્વત સુખશાલી એ ત્રિભુવનબંધુ પ્રસિદ્ધ;
સર્વકાળ ત્યાંહિજ વસે, લબ્ધ સ્વભાવ વિશુદ્ધ. ૨૦૨

જન્મ મરણ વિરહિત એ, ચતુર્ગતિ દુઃખમુક્ત,
કેવલદર્શન જ્ઞાનમય, વિલસે તહીં જ મુક્ત. ૨૦૩

જે મુનિ ભાવે ભાવતા, આ પરમાત્મપ્રકાશ;
સર્વ મોહ જીતી તે લહે, જીવ, પરમાર્થ–પ્રકાશ. ૨૦૪

ભણે ભક્તિથી અન્ય પણ, આ પરમાત્મપ્રકાશ;
લોકાલોક પ્રકાશકર, તે પણ લહે પ્રકાશ. ૨૦૫

જે પરમાત્મપ્રકાશનું, સ્મરતા નામ સદાય;
મોહ શીઘ્ર તેનો તૂટે, તે ત્રિભુવન પતિ થાય. ૨૦૬

ભવદુઃખથી ભયભીત જે, ઇચ્છે પદ નિર્વાણ;
આ પરમાત્મપ્રકાશના પરમ યોગ્ય તે જાણ. ૨૦૭

રત પરમાતમ ભક્તિમાં, પણ વિષયે ન રમંત;
તે પરમાત્મપ્રકાશને યોગ્ય મુનિવર સંત. ૨૦૮

જ્ઞાન-વિચક્ષણ શુદ્ધ-મન એવો જન જે હોય;
તે પરમાત્મપ્રકાશને યોગ્ય યોગીઓ જોય. ૨૦૯

લક્ષણ છંદ રહિત જે, આ પરમાત્મપ્રકાશ;
શુદ્ધ ભાવથી ભાવતાં, ભવદુઃખ કરે વિનાશ. ૨૧૦

અહીં ગુણ કે પુનરુક્તિરૂપ દોષ અહો ન વિબુધ;
કહ્યું પ્રભાકર-હેતુ મેં ફરી ફરી તત્ત્વ વિશુદ્ધ. ૨૧૧
યોગ્ય અયોગ્ય પણ જે કંઈ, કહેવાયું અહીં હોય;
વર-જ્ઞાની પરમાર્થવિદ્ ક્ષમા કરો મુજ સોય. ૨૧૨

શાર્દૂલ૦

ધ્યાવે જ્ઞાનસ્વરૂપ તત્ત્વ ઉરમાં નિત્યે મુનિવૃન્દ જે;
એ કાયા વિણ તોય સર્વ તનમાં, વિશ્વે વસે તત્ત્વ જે;
સીધે શાંત જીવો, ત્રિભુવનગુરુ આરાધી જે તત્ત્વને;
આપે સિદ્ધિ સ્વયં સ્ફુરે વિમલ જો, જેના ઉરે તત્ત્વ તે. ૨૧૩

માલિની

પરમ-પદ-સ્થિતોની ભાસ્વતી દિવ્ય કાયા,
મુનિવર મન શુક્લ ધ્યાન મોક્ષ–પ્રદાતા;
વિષય–સુખ–રતોને લોકમાં ના સુલભ્ય;
શિવરૂપ જય હો તે, કેવલજ્ઞાન રમ્ય ! ૨૧૪

અનુવાદકનું અંતમંગલઃ—

શાર્દૂલ૦

જ્ઞાનાનંદ અમંદમાં વિલસતા તત્ત્વજ્ઞ ચિંતામણિ;
ધ્યાવું શ્રીમદ્ રાજચન્દ્ર,–પ્રતિમા શાંતિ સમાધિતણી;
આજ્ઞા એક અનન્ય આશ્રય વડે આરાધી શુદ્ધાત્મની,
સ્વાત્માનુભવજન્ય શાશ્વત વરું સંપત્તિ મુક્તાત્મની. ૧

હરિગીત છંદ

જેના પ્રતાપે અંતરે પરમાત્મ પૂર્ણ પ્રકાશતો;
જેથી અનાદિનો મહા મોહાંધકાર ટળી જતો;

બોધિ સમાધિ શાંતિ સુખનો સિંધુ જેથી ઉછળતો;
તે રાજચન્દ્ર પ્રશાન્ત કિરણો ઉર મુજ ઉજાળજો. ૨

તન ધન સ્વજન સૌ ભિન્ન મુજથી, મુજગણી, ભવભવ ભમ્યો,
લઘુરાજ સ્વામી સ્વપદરામી, પામી એ ભ્રમ વિરમ્યો;
ગુરુરાજ આજ્ઞા પીયુષ-પાને અમર સહજાત્મા લસ્યો,
એ દિવ્ય પરમાત્મ-પ્રકાશક જ્યોતિધર ઉર ઉલ્લસ્યો. ૩

શ્રી રાજચન્દ્રાશ્રમ અગાસે, દિવ્ય નન્દનવન સમો,
સહજાત્મ સાધક પામતા આહ્‌લાદ અનુભવ અનુપમો;
અધ્યાત્મ રંગ તરંગ રંગિત આત્મ-આનંદે વહ્યો,
કરી પદ્ય આ અનુવાદ ગુરુ શરણે કૃતારથ હું થયો. ૪

મતિમંદતાથી તે વિષે કિંચિત્ આશયભેદ જો,
પદ અર્થ ન્યૂનાધિક કિંવા, કંઈ જણાયે લેશ જો;
તો સુજ્ઞ સજ્જન શુદ્ધ કરજો, અલ્પમુજ બુદ્ધિ ગણી;
ગુરુ રાજ સુણીને[1] રાવ જીવન્મુક્તિ દેજો અમતણી. ૫

ચૈત્ર શુકલા ત્રયોદશી
શ્રી મહાવીર જયન્તિ
વિક્રમ સં. ૨૦૧૨
આશ્રમ, અગાસ.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિ

---

૧. સહાયના માટેની આજીજી.

ॐ

## શ્રીમદ્‌-યોગીન્દુદેવ-વિરચિત

# યોગસાર

અનુવાદકઃ—શ્રી રાવજીભાઈ દેસાઈ

( દોહરા )

નિર્મળ ધ્યાને સ્થિત જે, બાળી કર્મકલંક;
પરમાતમ પદ પામિયા, વંદું તે ભગવંત. ૧

ચાર ઘાતિયાં ક્ષય થયે, પ્રગટ અનંત ચતુષ્ક,
તે જિનેન્દ્ર ચરણે નમી, આ કહું કાવ્ય અભીષ્ટ.[1] ૨

ભવથી ભયભીત જે ધરે મોક્ષસ્પૃહા ઉરમાંય,
સ્થિરમન સ્વસંબોધવા રચ્યા દુહા સુખદાય. ૩

કાળ અનાદિ, અનાદિ જીવ, ભવજલધિય અનંત;
મિથ્યા દર્શનવશ લહ્યું, સુખ નહિ, દુઃખ દુરંત. ૪

ચતુર્ગતિ ભય જો તને તજ પરભાવ તમામ;
નિર્મળ આત્મા ધ્યાવ તું જેથી શિવસુખ પામ. ૫

આત્મા ત્રિવિધ જાણ તું, પર અંતર બહિરાત્મ;
અંતરાત્મ થઈ ધ્યા પરમ, તજી ભ્રાન્ત બહિરાત્મ. ૬

મિથ્યાત્વે મોહિત જે, જાણે નહિ પરમાત્મ;
તે બહિરાત્મા જિન કહે, ભવે ભમે સુતરામ્.[2] ૭

જે જાણે પરમાત્મને અને તજે પર ભાવ;
પંડિત આત્મા જાણ તે, તે છોડે ભવ સાવ. ૮

---

૧. ઇચ્છેલું, મનગમતું. ૨. અતિશય.

નિર્મળ નિષ્કલ[1] શુદ્ધ જિન, વિષ્ણુ બુદ્ધ શિવ શાંત;
એ પરમાત્મા જિનકથિત, જાણુ એમ નિર્ભ્રાન્ત. ૯

દેહાદિક જે પર કહ્યા, જાણે તેને આત્મ;
તે બહિરાત્મા જિન કથિત, ભવે ભમે સુતરામ. ૧૦

દેહાદિક જે પર કહ્યા તે કદી થાય ન આત્મ;
એમ જાણીને જીવ તું, જાણુ આત્મને આત્મ. ૧૧

આત્મન્ ઓળખ આતમા, તો પામે નિર્વાણુ;
પરને આત્મા યદિ ગણે, ભમીશ તો ભવખાણુ. ૧૨

આત્મન્ આત્મ પિછાણુ તું, કર તપ સ્પૃહા રહિત;
શીઘ્ર પરમગતિ લહીશ તો, ફરી નહિ જન્મ ખચીત. ૧૩

બંધ કહ્યો પરિણામથી, મુક્તિ એમજ જાણુ;
એ સમજી જીવ ખચીત તું, તે તે ભાવ પિછાણુ. ૧૪

આત્માને જાણે જ નહિ, પુણ્ય જ કરે અશેષ;
તેથી શિવસુખ નહિ મળે, ભવમાં ભમીશ વિશેષ. ૧૫

એક આત્મદર્શન પરમ, તે વિણુ અવર ન જાણુ;
મુક્તિ કારણુ યોગિ એ, નિશ્ચયથી એ માન. ૧૬

ગુણસ્થાનક કે માર્ગણા, વ્યવહારે બોધાય;
જાણુ નિશ્ચયે આતમા, તો પરમેષ્ઠી પમાય. ૧૭

ગૃહવ્યવહારે સ્થિત છતાં, જાણે હેયાહેય[2]
દિનદિન ધ્યાવે દેવ જિન, શીઘ્ર લહે શિવશ્રેય. ૧૮

---

૧. શરીર રહિત. ૨. ત્યાગવા યોગ્ય ન ત્યાગવા યોગ્ય.

જિન સ્મર, જિન ચિંતવ, કરી સ્થિર મન ધર જિનધ્યાન;
તે ધ્યાતાં ક્ષણુ એકમાં, લહે પરમપદ, માન. ૧૯

શુદ્ધાત્મા ને જિનવિષે ભેદ જરી નહિ જાણુ;
મોક્ષકારણુ યોગિ આ, નિશ્ચય દઢ કરી માન. ૨૦

જાણો જિન તે આતમા એ સિદ્ધાન્તે સાર;
આ જાણી હે યોગીઓ! ત્યાગો માયાચાર. ૨૧

જે પરમાત્મા તેજ હું, જે હું તે પરમાત્મ,
આ સમજી હે યોગિ તું, કર નહિ અન્ય વિકલ્પ. ૨૨

શુદ્ધ પ્રદેશે પૂર્ણ જે, લોકાલોક પ્રમાણુ;
તે આત્મા દિન દિન જુઓ, શીઘ્ર લહો નિર્વાણુ. ૨૩

ગણુ નિશ્ચયથી લોકમિત, વ્યવહારે તનુમાત્ર,
પિછાણુ આત્મસ્વભાવ એ, શીઘ્ર બનીશ શિવપાત્ર. ૨૪

લખ ચોરાસીમાં ભમ્યો, કાળ અનાદિ અનંત;
પણુ લહ્યું નહિ સમ્યકત્વ એ, જીવ, જાણુ નિર્ભ્રાન્ત. ૨૫

શુદ્ધ સચેતન બુદ્ધ જિન, કેવલજ્ઞાન–સ્વભાવ;
તે આત્મા દિનદિન જુઓ, ચાહો જો શિવલા'વ. ૨૬

જ્યાં સુધી તું ભાવે નહીં, નિર્મળ આત્મસ્વભાવ;
લહે ન શિવગતિ ત્યાં સુધી, જા જ્યાં તુજ રુચિભાવ. ૨૭

જે ત્રિભુવનનો ધ્યેય જિન, આત્મા તે નિશ્ચિત;
નિશ્ચયનયથી એ કહ્યો, જાણો ભ્રાંતિ રહિત. ૨૮

વ્રત તપ સંયમ ગુણુ છતાં, મૂઢને નહિ શિવદાય;
જ્યાં સુધી જાણ્યો એક ના, શુદ્ધ પરમ શુચિભાવ. ૨૯

જાણો નિર્મળ આતમા, વ્રતસંયમ સંયુક્ત;
તો તે ઝટ શિવસુખ લહે, એ જિનનાથનું સૂક્ત. ૩૦

વ્રત તપ સંયમ શીલ, જીવ, એ સર્વે અકૃતાર્થ;
જ્યાં સુધી એક પરમ શુચિ, શુદ્ધ ભાવ નહિ જ્ઞાત. ૩૧

પુણ્યે જીવ સુરગતિ લહે, પાપે નરક નિવાસ;
બે તજી જાણે આતમા, તો પામે શિવવાસ. ૩૨

વ્રત તપ સંયમ શીલ, જીવ એ સર્વે વ્યવહાર;
શિવકારણ તો જાણ એક, જે ત્રિભુવનનો સાર. ૩૩

જાણે સ્વને સ્વભાવથી, જે પર ભાવ તજંત;
પામે તે શિવપુર ગતિ, જિનવર એમ કહંત. ૩૪

જિનકથિત છ દ્રવ્ય ને, નવ પદાર્થ વળી તત્ત્વ,
તે વ્યવહારે જે કહ્યાં, જાણો કરી પ્રયત્ન. ૩૫

સર્વ અચેતન જાણ, જીવ–એક સચેતન સાર;
જેને જાણી પરમ મુનિ, શીઘ્ર લહે ભવપાર. ૩૬

જાણે નિર્મળ આતમા, તજી સર્વ વ્યવહાર;
જિનવર એમ કહે તદા શીઘ્ર લહે ભવપાર. ૩૭

જીવાજીવનો ભેદ જે જાણે તેજ સુજાણ;
એજ મોક્ષકારણ કહ્યું, યોગિજનોએ, જાણ. ૩૮

કેવલજ્ઞાન સ્વભાવી એ આત્મા જીવ તું જાણ;
જો ઇચ્છે શિવલાભ તો યોગિકથિત પ્રમાણ. ૩૯

કરે કોઈ સુસમાધિ તો, પૂજા અર્ચા કોઈ,
સ્પર્શાસ્પર્શ કરી વળી, કરે વંચના કોઈ;

કોઈ પરસ્પર મૈત્રી તો કલહ કરે વળી કોય;
જ્યાં જ્યાં દેખો ત્યાં જુઓ, આત્મા આત્મા સોય. ૪૦

ગુરુકૃપાથી જીવ જો પ્રીછે ન આતમદેવ;
ત્યાં સુધી ભમે કુતીર્થમાં, રહે ધૂર્ત સ્વયમેવ. ૪૧

તીર્થે કે દેવાલયે દેવ ન જ્ઞાનીકથિત;
તનદેવાલય દેવ જિન, પ્રીછો એજ ખચીત. ૪૨

તનદેવાલય દેવ જિન, દોડ દેવળે વ્યર્થ,
હાસ્ય મને એ થાય કે, સિદ્ધ ભમે ભીક્ષાર્થ ? ૪૩

મૂઢ, દેવ નહિ દેવળે, લેપ મૂર્તિ છબીમાંય,
દેહદેવળે દેવ જિન, પ્રીછ સ્થિર મનમાંય. ૪૪

તીર્થે દેરે દેવ જિન, એમ કહે સો કોય;
તનદેવળમાં જે પ્રીછે, તે બુધ વિરલજ હોય. ૪૫

હે જીવ, જરા મરણ થકી, ભયભીત તો કર ધર્મ.
ધર્મ રસાયણ પી, મળે અજરામર શિવશર્મ. ૪૬

ભણ્યે ન નીપજે ધર્મ કે પુસ્તક પીંછીથી તેમ;
ધર્મ ન આશ્રમમાં રહ્યે, કે શિરલોચથી એમ. ૪૭

રાગરોષ બે પરિહરી, વસે આત્મમાં જેહ;
ધર્મ તેજ જિનવરકથિત, મુક્તિ પમાડે તેહ. ૪૮

આયુ ગળે, મન ના ગળે, આશ ગળે ના તેમ;
મોહ સ્ફૂરે, નહિ આત્મહિત, ભમે ભવાબ્ધિ એમ. ૪૯

જયમ મન વિષયોમાં રમે, આત્મજ્ઞાનમાં તેમ;
યોગી કહે હે યોગિઓ, શીઘ્ર મળે શિવક્ષેમ. ૫૦

જેવું જર્જરિત નરકગૃહ, તેવુંજ જાણ શરીર;
આત્મા નિર્મળ ભાવ તું, શીઘ્ર લહે ભવતીર. ૫૧
જગમાં સો ધંધે પડ્યા, કરે ન સ્વાત્મપિછાણ;
તેથી આ જીવો ખચીત લહે નહીં નિર્વાણ. ૫૨
શાસ્ત્ર ભણે પણ જડ કહ્યા, જો નહિ આત્મપિછાણ;
તેથી આ જીવો ખચીત લહે નહીં નિર્વાણ. ૫૩
મન ઇન્દ્રિયથી બુધ છૂટ્યો, પૂછવું પછી ન ક્યાંય,
રાગપ્રવૃત્તિ નિવારી ત્યાં, સહેજે પ્રગટે સોય. ૫૪
જીવ જુદો પુદ્ગલ જુદાં, જુદો સર્વ વ્યવહાર;
ત્યજ પુદ્ગલ, જીવ ગ્રહણ કર, શીઘ્ર લહે ભવપાર. ૫૫
પ્રગટ જીવ શ્રદ્ધે ન જે, જાણે નહિ વળી તેમ;
તે ભવથી કદી ના છૂટે, જિનવર ભાખે એમ. ૫૬
રત્નદીપ દિનકર, દહીં દૂધ ઘૃત પાષાણ;
કનક રૂપું અગ્નિ સ્ફટિક નવ દૃષ્ટાંતે જાણ. ૫૭
દેહાદિક જે પર ગણે, શૂન્ય જેમ આકાશ;
લહે શીઘ્ર પર બ્રહ્મ તે, કેવલ કરે પ્રકાશ. ૫૮
નિર્મળ નભ સમ શુદ્ધ તું, આત્મા જ્ઞાની-કથિત;
પણ જીવ, નભ તો જાણ જડ, આત્મા ચેતનવંત. ૫૯
અભ્યંતર નાસાગ્રથી જોવે જે અશરીર;
લજ્જાસ્પદ ભવ ના ધરે, પીવે ન જનની ક્ષીર. ૬૦
અશરીરી[1] સુશરીરી[2] ગણ, શરીર આ જડ જાણ;
મિથ્યા મોહ તજી દઈ, નિજ તન નિજ નહિ માન. ૬૧

---

૧. પુદ્ગલ, જડ શરીર રહિત. ૨. જ્ઞાનરૂપ સુંદર શરીરવાળા.

આત્મા આત્મથી જાણતાં ફળ શું અત્ર ન થાય ?
કેવળજ્ઞાન પરિણમે, શાશ્વત સુખ પમાય. ૬૨

સ્વથી સ્વને મુનિ જે પ્રીછે, તજી પર ભાવ વિકાર;
કેવલજ્ઞાન સ્વરૂપ લઈ તે છોડે સંસાર. ૬૩

ધન્ય જ્ઞાની ભગવંત તે જે પરભાવ તજંત;
લોકાલોક પ્રકાશકર આત્મા વિમલ લહંત. ૬૪

ગૃહસ્થ હો કે હો મુનિ, વસે આત્મમાં જેહ;
શીઘ્ર સિદ્ધિસુખ તે લહે, જિનવર ભાખે એહ. ૬૫

વિરલા જાણે તત્ત્વ બુધ, વિરલા સુણતા તત્ત્વ;
વિરલા ધ્યાવે તત્ત્વ, જીવ, વિરલા ધારે તત્ત્વ. ૬૬

આ પરિજન મુજ નહિ નકી, સુખદુઃખ કારણ એજ;
એમ ચિંતવ્યે શું બને ? શીઘ્ર થાય ભવછેદ. ૬૭

ઈન્દ્ર ફણીન્દ્ર નરેન્દ્ર પણ, જીવને શરણ ન જાણ;
મુનિવર અશરણ ગણી કરે આત્મથી આત્મ પિછાણ. ૬૮

જીવ જવું એકાકી જો, તો તજ તું પરભાવ;
ધ્યા આત્માને જ્ઞાનમય, લે ઝટ શિવસુખ લા'વ. ૬૯

એકાકી જન્મે, મરે, સુખ દુઃખ સહતો એક;
જાય નરક પણ એકલો, મોક્ષ જશે સ્વયમેક. ૭૦

જેહ પાપ તે પાપ તો ગણે કહે સૌ કોય,
કહે પુણ્ય પણ પાપ જે, જ્ઞાની વિરલા સોય. ૭૧

બેડી લોહતણી તથા કનકતણી સમ જાણ;
જે શુભ અશુભ ઉભય તજે ખચીત જ્ઞાની પ્રમાણ. ૭૨

જો જીવ મન નિર્ગ્રંથ તો, યથાર્થ તું નિર્ગ્રંથ;
જીવ જો તું નિર્ગ્રંથ તો નક્કી મળે શિવપંથ. ૭૩

વડ મધ્યે બીજ પ્રગટ ત્યમ, બીજ વિષે વડ જાણ;
તનમાં દેવ પિછાણ ત્યમ જે ત્રૈલોકપ્રધાન. ૭૪

જે જિન તે હું, તેજ હું, ભાવ એમ નિર્ભ્રાન્ત;
યોગિન્ કારણ મોક્ષનું, અવર ન મંત્ર ન તંત્ર. ૭૫

બે ત્રણ ચારે પાંચ નવ સાત પાંચ છો તેમ;
ચાર ગુણ સહ જાણ તું લક્ષણ તેનાં એમ. ૭૬

બે તજી બે ગુણ સહિત જે વસે આત્મની માંય;
જિનસ્વામી કહે એમ એ શીઘ્ર મુક્તિ પુર જાય. ૭૭

ત્રણ રહિત ત્રણ ગુણ સહિત, વસે આત્મની માંય;
જો તો તે જિનવર કહે શિવસુખ ભાજન થાય. ૭૮

ચઉ કષાય સંજ્ઞા રહિત વળી ચતુર્ગતિ યુક્ત;
તે આત્મા જીવ, જાણ તો થાયે પરમ પુનિત. ૭૯

જે દશથી વિરહિત થઈ, થાયે દશ સંયુક્ત;
એ દશ ગુણ સહિત તે, આત્મા કહ્યો ખચીત. ૮૦

આત્મા દર્શન જ્ઞાન ગણ, આત્મા ગણ ચારિત્ર;
આત્મા સંયમ શીલ તપ, પ્રત્યાખ્યાન પવિત્ર. ૮૧

જાણે નિજ પર ભેદ જે, તે પર તજે અભ્રાન્ત;
તેને તું સંન્યાસ ગણ, કેવલજ્ઞાની કથિત. ૮૨

રત્નત્રય સંયુક્ત જીવ, ઉત્તમ તીર્થ પવિત્ર;
યોગિન્, મુક્તિમાર્ગ એ, અવર ન મંત્ર ન તંત્ર. ૮૩

દર્શન દેખો જે થકી, વિમલાત્મા વર જ્ઞાન;
ફરી ફરી આત્મા ભાવીએ, શુચિ ચારિત્ર પ્રધાન. ૮૪

જ્યાં આત્મા ત્યાં સર્વ ગુણ, કેવલી એમ કહંત;
તેથી પિછાણે યોગીઓ આત્મા નિર્મળ વ્યક્ત. ૮૫

એકાકી ઇન્દ્રિય રહિત, મન વચ તન કરી શુદ્ધ;
આત્મન્ આત્મા જાણ તો શીઘ્ર બને શિવ સિદ્ધ. ૮૬

બદ્ધ મુક્ત જો તું ગણે, બંધાયે નિર્ભ્રાન્ત;
સહજ સ્વરૂપે જો રમે, તો પામે શિવ શાન્ત. ૮૭

સમ્યગ્દૃષ્ટિ જીવને દુર્ગતિગમન ન હોય;
કદી દુર્ગતિ તો દોષ નહિ, પૂર્વ કર્મ ક્ષય હોય. ૮૮

આત્મસ્વરૂપે જે રમે, છાંડી સૌ વ્યવહાર;
સમ્યગ્દૃષ્ટિ જીવ તે, શીઘ્ર લહે ભવપાર. ૮૯

જે સમ્યકત્વ પ્રધાન બુધ, તે ત્રણ લોક પ્રધાન;
કેવળ જ્ઞાન ત્વરિત લે, શાશ્વત–સૌખ્ય–નિધાન. ૯૦

અજર અમર ગુણગણ નિલય, આત્મા જો સ્થિર થાય;
તો કર્મે બંધાય ના, સંચિતપૂર્વ વિલાય. ૯૧

જેમ જળે લેપાય ના, કમલિની પત્ર કદાય;
ત્યમ કર્મે લેપાય ના, રતિ સ્વભાવે જ્યાંય. ૯૨

જે શમસુખ તલ્લીન બુધ, નિજજ્ઞાને રમમાણ;
કરી કર્મક્ષય શીઘ્ર તે, લહે ખચીત નિર્વાણ. ૯૩

પુરુષાકાર પ્રમાણ જીવ, આત્મા આ જ પવિત્ર;
દેખાયે ગુણગણનિલય, નિર્મળ તેજ સ્ફુરંત. ૯૪

જે શુદ્ધાત્માને પ્રીંછે અશુચિ તનથી ભિન્ન,
તે જાણે શાસ્ત્રો સકળ, શાશ્વત સુખમાં લીન. ૯૫
પ્રીંછે ન જે પર-આત્મને, તજે ન જે પરભાવ,
શાસ્ત્ર સકળનો જાણ પણ, લહે ન શિવસુખ લા'વ. ૯૬
સકળ વિકલ્પ તજી લહે, પરમ સમાધિ જેહ;
તે પામે આનંદ જે, કહ્યું મોક્ષસુખ તેહ. ૯૭
જે પિંડસ્થ પદસ્થ બુધ, રૂપસ્થ જિનકથિત;
રૂપાતીત તું જાણ જ્યમ, ઝટ થા પરમ પવિત્ર. ૯૮
સર્વે જીવો જ્ઞાનમય, એ સમભાવ ગણાય;
તે સામાયિક જાણ સ્ફુટ, એમ કહે જિનરાય. ૯૯
રાગ રોષ બે પરિહરી, જે સમભાવ ધરાય;
તે સામાયિક જાણ સ્ફુટ, એમ કહે જિનરાય. ૧૦૦
હિંસાદિક પરિહારથી, આત્મા સ્થિર સ્થપાય;
તે દ્વિતીય ચારિત્ર ગણ, પંચમગતિ લઈ જાય. ૧૦૧
મિથ્યાત્વાદિ પરિહર્યે, જે સમ્યક્ત્વ વિશુદ્ધિ;
તે પરિહારવિશુદ્ધિથી, થાય ત્વરિત શિવસિદ્ધિ. ૧૦૨
સૂક્ષ્મ લોભના વિલયથી, સૂક્ષ્મ જેહ પરિણામ;
જાણ સૂક્ષ્મ ચારિત્ર તે, જે શાશ્વત સુખધામ. ૧૦૩
એ અર્હંત્ એ સિદ્ધ ને, એ આચાર્ય પ્રધાન;
ઉપાધ્યાય સાધુ ય એ, આત્મા નિશ્ચે જાણ. ૧૦૪
એ શિવ શંકર વિષ્ણુ એ, રુદ્ર એહ વળી બુદ્ધ;
એ જિન ઇશ્વર બ્રહ્મ એ, એ અનંત એ સિદ્ધ. ૧૦૫

એ લક્ષણ-લક્ષિત જે, અશરીરી વર દેવ;
અને વસે જે દેહમાં, એ એમાં નહિ ભેદ. ૧૦૬
જે સીધ્યા, જે સીધશે, સીધે કહે જિનભાણ;
તે સૌ આતમદર્શને, એમ નિશ્ચયે જાણ. ૧૦૭
યોગિચંદ મુનિવર્ય જે, ભવદુઃખથી ભયભીત;
તેણે સ્વાત્મ સંબોધવા, રચ્યા દુહા સ્થિરચિત્ત. ૧૦૮

---

" મહાત્માઓએ ગમે તે નામે અને ગમે તે આકારે એક 'સત્'ને જ પ્રકાશ્યું છે; તેનું જ જ્ઞાન કરવા યોગ્ય છે, તે જ પ્રતીત કરવા યોગ્ય છે, તે જ અનુભવરૂપ છે. અને તે જ પરમ પ્રેમે ભજવા યોગ્ય છે.

તે 'પરમસત્'ની જ અમો અનન્ય પ્રેમે અવિચ્છિન્ન ભક્તિ ઇચ્છીએ છીએ.

તે 'પરમસત્'ને 'પરમજ્ઞાન' કહો, ગમે તો 'પરમ-પ્રેમ' કહો, અને ગમે તો 'સત્-ચિત્-આનંદ સ્વરૂપ' કહો, ગમે તો 'આત્મા' કહો, ગમે તો 'સર્વાત્મા' કહો, ગમે તો એક કહો, ગમે તો અનેક કહો, ગમે તો એકરૂપ કહો, ગમે તો સર્વરૂપ કહો, પણ સત્ તે સત્ જ છે. અને તે જ એ બધા પ્રકારે કહેવા યોગ્ય છે, કહેવાય છે. સર્વ એ જ છે, અન્ય નહીં.

એવું તે પરમતત્ત્વ, પુરુષોત્તમ, હરિ, સિદ્ધ, ઈશ્વર, નિરંજન, અલખ, પરબ્રહ્મ, પરમાત્મા, પરમેશ્વર અને ભગવત્ આદિ અનંત નામોએ કહેવાયું છે.

અમે જ્યારે પરમતત્ત્વ કહેવા ઇચ્છી તેવા કોઈપણ શબ્દોમાં બોલીએ તો તે એ જ છે, બીજું નહીં.

—શ્રીમદ્ રાજચંદ્ર

श्रीमत्पूज्यपादस्वामिविरचितं

# समाधिशतकम्

येनात्मा ऽबुध्यतात्मैव परत्वेनैव चापरम् ।
अक्षयानन्तबोधाय तस्मै सिद्धात्मने नमः ॥१॥

जयन्ति यस्या ऽवदतोऽपि भारती—
विभूतयस्तीर्थकृतोऽप्यनीहितुः ।
शिवाय धात्रे सुगताय विष्णवे
जिनाय तस्मै सकलात्मने नमः ॥२॥

श्रुतेन लिङ्गेन यथात्मशक्ति
समाहितान्तःकरणेन सम्यक् ।
समीक्ष्य कैवल्यसुखस्पृहाणां
विविक्तमात्मानमथाभिधास्ये ॥३॥

बहिरन्तः परश्चेति त्रिधात्मा सर्वदेहिषु ।
उपेयात्तत्र परमं मध्योपायाद् बहिस्त्यजेत् ॥४॥

बहिरात्मा शरीरादौ जातात्मभ्रान्तिरान्तरः ।
चित्तदोषात्मविभ्रान्तिः परमात्मा ऽति निर्मल ॥५॥

निर्मलः केवलः शुद्धो विविक्तः प्रभुरव्ययः ।
परमेष्ठी परात्मेति परमात्मेश्वरो जिनः ॥६॥

बहिरात्मेन्द्रियद्वारैरात्मज्ञानपराङ्मुखः ।
स्फुरितः स्वात्मनो देहमात्मत्वेनाध्यवस्यति ॥७॥

नरदेहस्थमात्मानमविद्वान् मन्यते नरम् ।
तिर्यञ्चं तिर्यगंगस्थं सुरांगस्थं सुरं तथा ॥८॥

नारकं नारकाङ्गस्थं न स्वयं तत्त्वतस्तथा ।
अनन्तानन्तधीशक्तिः स्वसंवेद्योऽचलस्थितिः ॥९॥

स्वदेहसदृशं दृष्ट्वा परदेहमचेतनम् ।
परात्माधिष्ठितं मूढः परत्वेनाध्यवस्यति ॥१०॥

स्वपराध्यवसायेन देहेष्वविदितात्मनाम् ।
वर्तते विभ्रमः पुंसां पुत्रभार्यादिगोचरः ॥११॥

अविद्यासंज्ञितस्तस्मात्संस्कारो जायते दृढः ।
येन लोकोऽङ्गमेव स्वं पुनरप्यभिमन्यते ॥१२॥

देहे स्वबुद्धिरात्मानं युनक्त्येतेन निश्चयात् ।
स्वात्मन्येवात्मधीस्तस्माद् वियोजयति देहिनम् ॥१३॥

देहेष्वात्मधिया जाताः पुत्रभार्यादिकल्पनाः ।
सम्पत्तिमात्मनस्ताभिर्मन्यते हा हतं जगत् ॥१४॥

मूलं संसारदुःखस्य देह एवात्मधीस्ततः ।
त्यक्त्वैनां प्रविशेदन्तर्बहिरव्यापृतेन्द्रियः ॥१५॥

मत्तश्च्युत्वेन्द्रियद्वारैः पतितो विषयेष्वहम् ।
तान् प्रपद्याहमिति मां पुरा वेद न तत्त्वतः ॥१६॥

एवं त्यक्त्वा बहिर्वाचं त्यजेदन्तरशेषतः ।
एष योगः समासेन प्रदीपः परमात्मनः ॥१७॥

यन्मया दृश्यते रूपं तन्न जानाति सर्वथा ।
जानन्न दृश्यते रूपं ततः केन ब्रवीम्यहम् ॥१८॥

यत्परैः प्रतिपाद्योऽहं यत्परान्प्रतिपादये ।
उन्मत्तचेष्टितं तन्मे यदहं निर्विकल्पकः ॥१९॥

यदग्राह्यं न गृह्णाति गृहीतं नापि मुञ्चति ।
जानाति सर्वथा सर्वं तत्स्वसंवेद्यमस्म्यहम् ॥२०॥

उत्पन्नपुरुषभ्रान्तेः स्थाणौ यद्वद्विचेष्टितम् ।
तद्वन्मे चेष्टितं पूर्वं देहादिष्वात्मविभ्रमात् ॥२१॥

यथासौ चेष्टते स्थाणौ निवृत्ते पुरुषाग्रहे ।
तथा चेष्टोऽस्मि देहादौ विनिवृत्तात्मविभ्रमः ॥२२॥

येनात्मनाऽनुभूयेऽहमात्मनैवात्मनात्मनि ।
सोऽहं न तन्न सा नासौ नैको न द्वौ न वा बहुः ॥२३॥

यदभावे सुषुप्तोऽहं यद्भावे व्युत्थितः पुनः ।
अतीन्द्रियमनिर्देश्यं तत्स्वसंवेद्यमस्म्यहम् ॥२४॥

क्षीयन्तेऽत्रैव रागाद्यास्तत्त्वतो मां प्रपश्यतः ।
बोधात्मानं ततः कश्चिन्न मे शत्रुर्न च प्रियः ॥२५॥

मामपश्यन्नयं लोको न मे शत्रुर्न च प्रियः ।
मां प्रपश्यन्नयं लोको न मे शत्रुर्न च प्रियः ॥२६॥

त्यक्त्वैवं बहिरात्मानमन्तरात्मव्यवस्थितः ।
भावयेत्परमात्मानं सर्वसंकल्पवर्जितम् ॥२७॥

सोऽहमित्यात्तसंस्कारस्तस्मिन् भावनया पुनः ।
तत्रैव दृढसंस्काराल्लभते ह्यात्मनि स्थितिम् ॥२८॥

मूढात्मा यत्र विश्वस्तस्ततोनान्यद्भयास्पदम् ।
यतो भीतस्ततो नान्यदभयस्थानमात्मनः ॥२९॥

सर्वेन्द्रियाणि संयम्यस्तिमितेनान्तरात्मना ।
यत्क्षणं पश्यतो भाति तत्तत्त्वं परमात्मनः ॥३०॥

यः परात्मा स एवाहं योऽहं स परमस्ततः ।
अहमेव मयोपास्यो नान्यः कश्चिदिति स्थितिः ॥३१॥

प्रच्याव्य विषयेभ्योऽहं मां मयैव मयि स्थितम् ।
बोधात्मानं प्रपन्नोऽस्मि परमानन्दनिर्वृतम् ॥३२॥

यो न वेत्ति परं देहादेवमात्मानमव्ययम् ।
लभते न स निर्वाणं तप्त्वाऽपि परमं तपः ॥३३॥

आत्मदेहान्तरज्ञानजनिताह्लादनिर्वृतः ।
तपसा दुष्कृतं घोरं भुंजानोऽपि न खिद्यते ॥३४॥

रागद्वेषादिकल्लोलैरलोलं यन्मनोजलम् ।
स पश्यत्यात्मनस्तत्त्वं स तत्त्वं नेतरो जनः ॥३५॥

अविक्षिप्तं मनस्तत्त्वं विक्षिप्तं भ्रान्तिरात्मनः ।
धारयेत्तदविक्षिप्तं विक्षिप्तं नाश्रयेत्ततः ॥३६॥

अविद्याभ्याससंस्कारैरवशं क्षिप्यते मनः ।
तदेव ज्ञानसंस्कारैः स्वतस्तत्त्वेऽवतिष्ठते ॥३७॥

अपमानादयस्तस्य विक्षेपो यस्य चेतसः ।
नापमानादयस्तस्य न क्षेपो यस्य चेतसः ॥३८॥

यदा मोहात्प्रजायेते रागद्वेषौ तपस्विनः ।
तदैव भावयेत्स्वस्थमात्मानं शाम्यतः क्षणात् ॥३९॥

यत्र काये मुनेः प्रेम ततः प्रच्याव्य देहिनम् ।
बुद्ध्या तदुत्तमे काये योजयेत्प्रेम नश्यति ॥४०॥

आत्मविभ्रमजं दुःखमात्मज्ञानात्प्रशाम्यति ।
नायतास्तत्र निर्वान्ति कृत्वाऽपि परमं तपः ॥४१॥

शुभं शरीरं दिव्यांश्च विषयानभिवाञ्छति ।
उत्पन्नात्ममतिर्देहे तत्त्वज्ञानी ततश्च्युतिम् ॥४२॥

परत्राहंमतिः स्वस्माच्च्युतो बध्नात्यसंशयम् ।
स्वस्मिन्नहंमतिश्च्युत्वा परस्मान्मुच्यते बुधः ॥४३॥

दृश्यमानमिदं मूढस्त्रिलिङ्गमवबुध्यते ।
इदमित्यवबुद्धस्तु निष्पन्नं शब्दवर्जितम् ॥४४॥

जानन्नप्यात्मनस्तत्त्वं विविक्तं भावयन्नपि ।
पूर्वविभ्रमसंस्काराद् भ्रान्तिं भूयोऽपि गच्छति ॥४५॥

अचेतनमिदं दृश्यमदृश्यं चेतनं ततः ।
क्व रुष्यामि क्व तुष्यामि मध्यस्थोऽहं भवाम्यतः ॥४६॥

त्यागादाने बहिर्मूढः करोत्यध्यात्ममात्मवित् ।
नान्तर्बहिरुपादानं न त्यागो निष्ठितात्मनः ॥४७॥

युंजीत मनसाऽऽत्मानं वाक्कायाभ्यां वियोजयेत् ।
मनसा व्यवहारं तु त्यजेद् वाक्काययोजितम् ॥४८॥

जगद्देहात्मदृष्टीनां विश्वास्यं रम्यमेव च ।
स्वात्मन्येवात्मदृष्टीनां क्व विश्वासः क्व वा रतिः ॥४९॥

आत्मज्ञानात्परं कार्यं न बुद्धौ धारयेच्चिरम् ।
कुर्यादर्थवशात्किञ्चिद्वाक्कायाभ्यामतत्परः ॥५०॥

यत्पश्यामीन्द्रियैस्तन्मे नास्ति यन्नियतेन्द्रियः ।
अन्तः पश्यामि सानन्दं तदस्तु ज्योतिरुत्तमम् ॥५१॥

सुखमारब्धयोगस्य बहिर्दुःखमथात्मनि ।
बहिरेवासुखं सौख्यमध्यात्मं भावितात्मनः ॥५२॥

तद् ब्रूयात्तत्परान् पृच्छेत्तदिच्छेत्तत्परो भवेत् ।
येनाविद्यामयं रूपं त्यक्त्वा विद्यामयं व्रजेत् ॥५३॥

शरीरे वाचि चात्मानं संधत्ते वाक्शरीरयोः ।
भ्रान्तोऽभ्रान्तः पुनस्तत्त्वं पृथगेषां निबुध्यति ॥५४॥

न तदस्तीन्द्रियार्थेषु यत् क्षेमङ्करमात्मनः ।
तथापि रमते बालस्तत्रैवाज्ञानभावनात् ॥५५॥

चिरं सुषुप्तास्तमसि मूढात्मानः कुयोनिषु ।
अनात्मीयात्मभूतेषु ममाहमिति जाग्रति ॥५६॥

पश्येन्निरन्तरं देहमात्मनोऽनात्मचेतसा ।
अपरात्मधियाऽन्येषामात्मतत्त्वे व्यवस्थितः ॥५७॥

अज्ञापितं न जानन्ति यथा मां ज्ञापितं तथा ।
मूढात्मानस्ततस्तेषां वृथा मे ज्ञापनश्रमः ॥५८॥

यद् बोधयितुमिच्छामि तन्नाहं यदहं पुनः ।
ग्राह्यं तदपि नान्यस्य तत्किमन्यस्य बोधये ॥५९॥

बहिस्तुष्यति मूढात्मा पिहितज्योतिरन्तरे ।
तुष्यत्यन्तः प्रबुद्धात्मा बहिर्व्यावृत्तकौतुकः ॥६०॥

न जानन्ति शरीराणि सुखदुःखान्यबुद्धयः ।
निग्रहानुग्रहधियं तथाप्यत्रैव कुर्वते ॥६१॥

स्वबुद्ध्या यावद् गृह्णीयात्कायवाक्चेतसां त्रयम् ।
संसारस्तावदेतेषां भेदाभ्यासे तु निर्वृतिः ॥६२॥

घने वस्त्रे यथाऽऽत्मानं न घनं मन्यते तथा ।
घने स्वदेहेऽप्यात्मानं न घनं मन्यते बुधः ॥६३॥

जीर्णे वस्त्रे यथाऽऽत्मानं न जीर्णं मन्यते तथा ।
जीर्णे स्वदेहेऽप्यात्मानं न जीर्णं मन्यते बुधः ॥६४॥

नष्टे वस्त्रे यथाऽऽत्मानं न नष्टं मन्यते तथा ।
नष्टे स्वदेहेऽप्यात्मानं न नष्टं मन्यते बुधः ॥६५॥

रक्ते वस्त्रे यथाऽऽत्मानं न रक्तं मन्यते तथा ।
रक्ते स्वदेहेऽप्यात्मानं न रक्तं मन्यते बुधः ॥६६॥

यस्य सस्पन्दमाभाति निःस्पन्देन समं जगत् ।
अप्रज्ञमक्रियाभोगं स शमं याति नेतरः ॥६७॥

शरीरकञ्चुकेनात्मा संवृतज्ञानविग्रहः ।
नात्मानं बुध्यते तस्माद् भ्रमत्यतिचिरं भवे ॥६८॥

प्रविशद्गलतां व्यूहे देहेऽणूनां समाकृतौ ।
स्थितिभ्रान्त्या प्रपद्यन्ते तमात्मानमबुद्धयः ॥६९॥

गौरः स्थूलः कृशो वाऽहमित्यंगेनाविशेषयन् ।
आत्मानं धारयेन्नित्यं केवलज्ञप्तिविग्रहम् ॥७०॥
मुक्तिरेकान्तिकी तस्य चित्ते यस्याचलाधृतिः ।
तस्य नैकान्तिकी मुक्तिर्यस्य नास्त्यचला धृतिः ॥७१॥
जनेभ्यो वाक् ततः स्पन्दो मनसश्चित्तविभ्रमाः ।
भवन्ति तस्मात्संसर्गं जनैर्योगी ततस्त्यजेत् ॥७२॥
ग्रामोऽरण्यमिति द्वेधा निवासोऽनात्मदर्शिनाम् ।
दृष्टात्मनां निवासस्तु विविक्तात्मैव निश्चलः ॥७३॥
देहान्तरगतेर्बीजं देहेऽस्मिन्नात्मभावना ।
बीजं विदेहनिष्पत्तेरात्मन्येवात्मभावना ॥७४॥
नयत्यात्मानमात्मैव जन्मनिर्वाणमेव च ।
गुरुरात्मात्मनस्तस्मान्नान्योऽस्ति परमार्थतः ॥७५॥
दृढात्मबुद्धिर्देहादावुत्पश्यन्नाशमात्मनः ।
मित्रादिभिर्वियोगं च बिभेति मरणाद्भृशं ॥७६॥
आत्मन्येवात्मधीरन्यां शरीरगतिमात्मनः ।
मन्यते निर्भयं त्यक्त्वा वस्त्रं वस्त्रांतरग्रहम् ॥७७॥
व्यवहारे सुषुप्तो यः स जागर्त्यात्मगोचरे ।
जागर्ति व्यवहारेऽस्मिन् सुषुप्तश्चात्मगोचरे ॥७८॥
आत्मानमन्तरे दृष्ट्वा दृष्ट्वा देहादिकं बहिः ।
तयोरन्तरविज्ञानादभ्यासादच्युतो भवेत् ॥७९॥
पूर्वं दृष्टात्मतत्त्वस्य विभात्युन्मत्तवज्जगत् ।
स्वभ्यस्तात्मधियः पश्चात्काष्ठपाषाणरूपवत् ॥८०॥
शृण्वन्नप्यन्यतः कामं वदन्नपि कलेवरात् ।
नात्मानं भावयेद्भिन्नं यावत्तावन्न मोक्षभाक् ॥८१॥

तथैव भावयेद्देहाद् व्यावृत्यात्मानमात्मनि ।
यथा न पुनरात्मानं देहे स्वप्नेऽपि योजयेत् ॥८२॥

अपुण्यमव्रतैः पुण्यं व्रतैर्मोक्षस्तयोर्व्ययः ।
अव्रतानीव मोक्षार्थी व्रतान्यपि ततस्त्यजेत् ॥८३॥

अव्रतानि परित्यज्य व्रतेषु परिनिष्ठितः ।
त्यजेत्तान्यपि सम्प्राप्य परमं पदमात्मनः ॥८४॥

यदन्तर्जल्पसंपृक्तमुत्प्रेक्षाजालमात्मनः ।
मूलं दुःखस्य तन्नाशे शिष्टमिष्टं परं पदम् ॥८५॥

अव्रती व्रतमादाय व्रती ज्ञानपरायणः ।
परात्मज्ञानसम्पन्नः स्वयमेव परो भवेत् ॥८६॥

लिङ्गं देहाश्रितं दृष्टं देह एवात्मनो भवः ।
न मुच्यन्ते भवात्तस्मात्ते ये लिङ्गकृताग्रहाः ॥८७॥

जातिर्देहाश्रिता दृष्टा देह एवात्मनो भवः ।
न मुच्यन्ते भवात्तस्माद्ये ते जातिकृताग्रहाः ॥८८॥

जातिलिंगविकल्पेन येषां च समयाग्रहः ।
तेऽपि न प्राप्नुवन्त्येव परमं पदमात्मनः ॥८९॥

यत्त्यागाय निवर्तन्ते भोगेभ्यो यदवाप्तये ।
प्रीतिं तत्रैव कुर्वन्ति द्वेषमन्यत्र मोहिनः ॥९०॥

अनन्तरज्ञः संधत्ते दृष्टिं पङ्गोर्यथान्धके ।
संयोगाद् दृष्टिमङ्गेऽपि संधत्ते तद्वदात्मनः ॥९१॥

दृष्टभेदो यथा दृष्टिं पङ्गोरन्धे न योजयेत् ।
तथा न योजयेद्देहे दृष्टात्मा दृष्टिमात्मनः ॥९२॥

सुप्तोन्मत्ताद्यवस्थैव विभ्रमोऽनात्मदर्शिनाम् ।
विभ्रमोऽक्षीणदोषस्य सर्वावस्थाऽऽत्मदर्शिनः ॥९३॥

विदिताशेषशास्त्रोऽपि न जाग्रदपि मुच्यते ।
देहात्मदृष्टिर्ज्ञातात्मा सुप्तोन्मत्तोऽपि मुच्यते ॥९४॥

यत्रैवाहितधीः पुंसः श्रद्धा तत्रैव जायते ।
यत्रैव जायते श्रद्धा चित्तं तत्रैव लीयते ॥९५॥

यत्रानाहितधीः पुंसः श्रद्धा तस्मान्निवर्तते ।
यस्मान्निवर्तते श्रद्धा कुतश्चित्तस्य तल्लयः ॥९६॥

भिन्नात्मानमुपास्यात्मा परो भवति तादृशः ।
वर्तिर्दीपं यथोपास्य भिन्ना भवति तादृशी ॥९७॥

उपास्यात्मानमेवात्मा जायते परमोऽथवा ।
मथित्वात्मानमात्मैव जायतेऽग्निर्यथा तरुः ॥९८॥

इतीदं भावयेन्नित्यमवाचांगोचरं पदम् ।
स्वत एव तदाप्नोति यतो नावर्तते पुनः ॥९९॥

अयत्नसाध्यं निर्वाणं चित्तत्वं भूतजं यदि ।
अन्यथा योगतस्तस्मान्न दुःखं योगिनां क्वचित् ॥१००॥

स्वप्ने दृष्टे विनष्टेऽपि न नाशोऽस्ति यथात्मनः ।
तथा जागरदृष्टेऽपि विपर्यासाविशेषतः ॥१०१॥

अदुःखभावितं ज्ञानं क्षीयते दुःखसन्निधौ ।
तस्माद्यथाबलं दुःखैरात्मानं भावयेन्मुनिः ॥१०२॥

प्रयत्नादात्मनो वायुरिच्छाद्वेषप्रवर्तितात् ।
वायोः शरीरयंत्राणि वर्तन्ते स्वेषु कर्मसु ॥१०३॥

तान्यात्मनि समारोप्य साक्षाण्यास्ते सुखं जडः ।
त्यक्त्वाऽरोपं पुनर्विद्वान् प्राप्नोति परमं पदम् ॥१०४॥

मुक्त्वा परत्र परबुद्धिमहंधियं च
संसारदुःखजननीं जननाद्विमुक्तः ।
ज्योतिर्मयं सुखमुपैति परात्मनिष्ठ—
स्तन्मार्गमेतदधिगम्य समाधितंत्रम् ॥१०५॥

येनात्मा बहिरन्तरुत्तमभिदा त्रेधा विवृत्योदितो ।
मोक्षोऽनन्तचतुष्टयामलवपुः सद्ध्यानतः कीर्तितः ।
जीयात्सोऽत्र जिनः समस्तविषयः श्रीपादपूज्योऽमलो ।
भव्यानन्दकरः समाधिशतकश्रीमत्प्रभेन्दुः प्रभुः ॥

## ॐ સર્વજ્ઞ

સર્વ અન્ય ભાવથી આત્મા રહિત છે, કેવળ એમ જેને અનુભવ વર્તે છે તે 'મુક્ત' છે.

બીજાં સર્વ દ્રવ્યથી અસંગપણું, ક્ષેત્રથી અસંગપણું, કાળથી અસંગપણું અને ભાવથી અસંગપણું સર્વથા જેને વર્તે છે તે 'મુક્ત' છે.

અટળ અનુભવસ્વરૂપ આત્મા સર્વ દ્રવ્યથી પ્રત્યક્ષ જુદો ભાસવો ત્યાંથી મુક્તદશા વર્તે છે. તે પુરુષ મૌન થાય છે, તે પુરુષ અપ્રતિબદ્ધ થાય છે, તે પુરુષ અસંગ થાય છે, તે પુરુષ નિર્વિકલ્પ થાય છે અને તે પુરુષ મુક્ત થાય છે.

જેણે ત્રણે કાળને વિષે દેહાદિથી પોતાનો કંઈપણ સંબંધ નહોતો એવી અસંગદશા ઉત્પન્ન કરી તે ભગવાનરૂપ સત્પુરુષોને નમસ્કાર છે. શુદ્ધ સહજ આત્મસ્વરૂપ

—શ્રીમદ્ રાજચન્દ્ર

श्रीमन्नेमिचन्द्र सैद्धान्तिक चक्रवर्ति विरचित

# द्रव्य संग्रह

जीवमजीवं दव्वं जिणवरवसहेण जेण णिद्दिट्ठं ।
देविंदविंदवंदं वंदे तं सव्वदा सिरसा ॥१॥

जीवो उवओगमओ अमुत्ति कत्ता सदेहपरिमाणो ।
भोत्ता संसारत्थो सिद्धो सो विस्ससोड्ढगई ॥२॥

तिक्काले चदुपाणा इंदियबलमाउआणपाणो य ।
ववहारा सो जीवो णिच्छयणयदो दु चेदणा जस्स ॥३॥

उवओगो दुवियप्पो दंसणणाणं च दंसणं चदुधा ।
चक्खु अचक्खू ओही दंसणमध केवलं णेयं ॥४॥

णाणं अट्ठवियप्पं मदि सुदि ओही अणाणणाणाणि ।
मणपज्जवकेवलमवि पच्चक्खपरोक्ख भेयं च ॥५॥

अट्ठ चदु णाणदंसण सामण्णं जीवलक्खणं भणियं ।
ववहारा सुद्धणया सुद्धं पुण दंसणं णाणं ॥६॥

वण्ण रस पंच गंधा दो फासा अट्ठ णिच्छया जीवे ।
णो संति अमुत्ति तदो ववहारा मुत्ति बंधादो ॥७॥

पुग्गलकम्मादीणं कत्ता ववहारदो दु णिच्छयदो ।
चेदणकम्माणादा सुद्धणया सुद्धभावाणं ॥८॥

ववहारा सुहदुक्खं पुग्गलकम्मप्फलं पभुंजेदि ।
आदा णिच्छयणयदो चेदणभावं खु आदस्स ॥९॥

अणुगुरुदेहपमाणो उवसंहारप्पसप्पदो चेदा ।
असमुहदो ववहारा णिच्छयणयदो असंखदेसो वा ॥१०॥

पुढविजलतेउवाऊ वणप्फदी विविहथावरेइंदी ।
विगतिगचदुपंचक्खा तसजीवा होंति संखादी ॥११॥

समणा अमणा णेया पंचिंदिय णिम्मणा परे सव्वे ।
बादरसुहमेइंदी सव्वे. पज्जत्त इदरा य ॥१२॥

मग्गणगुणठाणेहिं य चउदसहिं हवंति तह असुद्धणया ।
विण्णेया संसारी सव्वे. सुद्धा हु सुद्धणया ॥१३॥

णिक्कम्मा अट्ठगुणा किंचूणा चरमदेहदो सिद्धा ।
लोयग्गठिदा णिच्चा उप्पादवएहिं संजुत्ता ॥१४॥

पयडिट्ठिदिअणुभागप्पदेसबंधेहिं सव्वदो मुक्को ।
उड्ढं गच्छदि सेसा विदिसावज्जं गदिं जंति ॥१५॥

अज्जीवो पुण णेओ पुग्गलधम्मो अधम्म आयासं ।
कालो पुग्गल मुत्तो रूवादिगुणो अमुत्ति सेसा दु ॥१६॥

सद्दो बंधो सुहमो थूलो संठाण भेद तम छाया ।
उज्जोदादवसहिया पुग्गलदव्वस्स पज्जाया ॥१७॥

गइपरिणयाण धम्मो पुग्गलजीवाण गमणसहयारी ।
तोयं जह मच्छाणं अच्छंताणेव सो णेई ॥१८॥

ठाणजुदाण अधम्मो पुग्गलजीवाण ठाणसहयारी ।
छाया जह पहियाणं गच्छंता णेव सो धरई ॥१९॥

अवगासदाणजोग्गं जीवादीणं वियाण आयासं ।
जेण्हं लोगागासं अल्लोगागासमिदि दुविहं ॥२०॥

धम्माधम्मा कालो पुग्गलजीवा य संति जावदिये ।
आयासे सो लोगो तत्तो परदो अलोगुत्तो ॥२१॥

दव्वपरिवट्टरूवो जो सो कालो हवेइ ववहारो ।
परिणामादीलक्खो वट्टणलक्खो य परमट्ठो ॥२२॥

लोयायासपदेसे इक्किक्के जे ठिया हु इक्किक्का ।
रयणाणं रासीमिव ते कालाणू असंखदव्वाणि ॥२३॥

एवं छब्भेयमिदं जीवाजीवप्पभेददो दव्वं ।
उत्तं कालविजुत्तं णायव्वापंच अत्थिकाया दु ॥२४॥

संति जदो तेणेदे अत्थित्ति भणंति जिणवरा जम्हा ।
काया इव बहुदेसा तम्हा काया य अत्थिकाया य ॥२५॥

होंति असंखा जीवे धम्माधम्मे अणंत आयासे ।
मुत्ते तिविह पदेसा कालस्सेगो ण तेण सो काओ ॥२६॥

एयपदेसो वि अणू णाणाखंधप्पदेसदो होदि ।
बहुदेसो उवयारा तेण य काओ भणंति सव्वण्हु ॥२७॥

जावदियं आयासं अविभागी पुग्गलाणुवट्टद्धं ।
तं खु पदेसं जाणे सव्वाणुट्ठाणदाणरिहं ॥२८॥

आसव बंधण संवर णिज्जरमोक्खा सपुण्णपावा जे ।
जीवाजीवविसेसा ते वि समासेण पभणामो ॥२९॥

आसवदि जेण कम्मं परिणामेणप्पणो स विण्णेओ ।
भावासवो जिणुत्तो कम्मासवणं परो होदि ॥३०॥

मिच्छत्ताविरदिपमादजोगकोहादओऽथ विण्णेया ।
पण पण पणदह तिय चदु कमसो भेदा दु पुव्वस्स ॥३१॥

णाणावरणादीणं जोग्गं जं पुग्गलं समासवदि ।
दव्वासवो स णेओ अणेयभेओ जिणक्खादो ॥३२॥

बज्झदि कम्मं जेण दु चेदणभावेण भावबंधो सो ।
कम्मादपदेसाणं अण्णोण्ण पवेसणं इदरो ॥३३॥

पयडिट्ठिदिअणुभागप्पदेसभेदा दु चदुविधो बंधो ।
जोगा पयडिपदेसा ठिदि अणुभागा कसायदो होंति ॥३४॥

चेदणपरिणामो जो कम्मस्सासवणिरोहणे हेदू ।
सो भावसंवरो खलु दव्वासवरोहणे अण्णो ॥३५॥

वदसमिदीगुत्तीओ धम्माणुपेहा परीसहजओ य ।
चारित्तं बहुभेयं णायव्वा भावसंवरविसेसा ॥३६॥

जह कालेण तवेण य भुत्तरसं कम्मपुग्गलं जेण ।
भावेण सडदि णेया तस्सडणं चेदि णिज्जरा दुविहा ॥३७॥

सव्वस्स कम्मणो जो खयहेदू अप्पणो हु परिणामो ।
णेयो स भावमुक्खो दव्वविमुक्खो य कम्मपुहभावो ॥

सुहअसुहभावजुत्ता पुण्णं पावं हवंति खलु जीवा ।
सादं सुहाउ णामं गोदं पुण्णं पराणि पावं च ॥३८॥

सम्मद्दंसणणाणं चरणं मुक्खस्स कारणं जाणे ।
ववहारा णिच्छयदो तत्तियमइओ णिओ अप्पा ॥४०॥

रयणत्तयं ण वट्टइ अप्पाणमुइत्तु अण्णदवियह्मि ।
तह्मा तत्तियमइओ होदि हु मुक्खस्स कारणं आदा ॥४१॥

जीवादीसद्दहणं सम्मत्तं रूवमप्पणो तं तु ।
दुरभिणिवेसविमुक्कं णाणं सम्मं खु होदि सदि जह्मि ॥

संसयविमोहविब्भमविवज्जियं अप्पपरसरूवस्स ।
गहणं सम्मण्णाणं सायारमणेयभेयं तु ॥४३॥

जं सामण्णं गहणं भावाणं णेव कट्टुमायारं ।
अविसेसिदूण अट्ठे दंसणमिदि भण्णए समए ॥४४॥

दंसणपुव्वं णाणं छदमत्थाणं ण दोण्णि उवउग्गा ।
जुगवं जह्मा केवलिणाहे जुगवं तु ते दोवि ॥४५॥

असुहादो विणिवित्ती सुहे पवित्ती य जाण चारित्तं ।
वदसमिदिगुत्तिरूवं ववहारणयादु जिणभणियं ॥४६॥

बहिरब्भंतरकिरियारोहो भवकारणपणासट्ठं ।
णाणिस्स जं जिणुत्तं तं परमं सम्मचारित्तं ॥४७॥

दुविहं पि मोक्खहेउं झाणे पाउणदि जं मुणी णियमा ।
तह्मा पयत्तचित्ता जूयं झाणं समब्भसह ॥४८॥

मा मुज्झह मा रज्जह मा दूसह इट्ठणिट्ठअट्ठेसु ।
थिरमिच्छहि जइ चित्तं विचित्त झाणप्पसिद्धीए ॥४९॥

पणतीससोलछप्पण चउ दुगमेगं च जवइ झाएह ।
परमेट्ठिवाचयाणं अण्णं च गुरूवएसेण ॥५०॥

णट्ठचदुघाइकम्मो दंसणसुहणाणवीरियमईओ ।
सुहदेहत्थो अप्पा सुद्धो अरिहो विचिंतिज्जो ॥५१॥

णट्ठट्ठकम्मदेहो लोयालोयस्स जाणओ दट्ठा ।
पुरिसायारो अप्पा सिद्धो झाएह लोयसिहरत्थो ॥५२॥

दंसणणाणपहाणे वीरियचारित्तवरतवायारे ।
अप्पं परं च जुंजइ सो आयरिओ मुणी झेओ ॥५३॥

जो रयणत्तयजुत्तो णिच्चं धम्मोवदेसणे णिरदो ।
सो उवज्झाओ अप्पा जदिवरवसहो णमो तस्स ॥५४॥

दंसणणाणसमग्गं मग्गं मोक्खस्स जो हु चारित्तं ।
साधयदि णिच्चसुद्धं साहू स मुणी णमो तस्स ॥५५॥

जं किंचिवि चिंततो णिरीहवित्ती हवे जदा साहू ।
लद्धूणय एयत्तं तदाहु तं तस्स णिच्छयं झाणं ॥५६॥

मा चिट्ठह मा जंपह मा चिंतह किंवि जेण होइ थिरो ।
अप्पा अप्पम्मि रओ इणमेव परं हवे झाणं ॥५७॥

तवसुदवदवं चेदा झाणरहधुरंधरो हवे जह्मा ।
तम्हा तत्तियणिरदा तल्लद्धीए सदा होह ॥५८॥

दव्वसंगहमिणं मुणिणाहा दोससंचयचुदा सुदपुण्णा ।
सोधयंतु तणुसुत्तधरेण णेमिचंदमुणिणा भणियं जं ॥५९॥

卐

જગત વિષયના વિક્ષેપમાં સ્વરૂપ વિભ્રાંતિ વડે વિશ્રાન્તિ પામતું નથી.

અનંત અવ્યાબાધ સુખનો એક અનન્ય ઉપાય સ્વરૂપસ્થ થવું તેજ છે. એજ હિતકારી ઉપાય જ્ઞાનીએ દીઠો છે.

ભગવાન જિને દ્વાદશાંગી એજ અર્થે નિરૂપણ કરી છે, અને એજ ઉત્કૃષ્ટતાથી તે શોભે છે, જયવંત છે.

જ્ઞાનીનાં વાક્યના શ્રવણથી ઉલ્લાસિત થતો એવો જીવ, ચેતન. જડને ભિન્નસ્વરૂપ યથાર્થપણે પ્રતીત કરે છે, અનુભવે છે, અનુક્રમે સ્વરૂપસ્થ થાય છે.

યથાસ્થિત અનુભવ થવાથી સ્વરૂપસ્થ થવા યોગ્ય છે.

દર્શનમોહ વ્યતીત થવાથી જ્ઞાનીના માર્ગમાં પરમ ભક્તિ સમુત્પન્ન થાય છે, તત્ત્વપ્રતીતિ સમ્યક્‌પણે ઉત્પન્ન થાય છે.

તત્ત્વપ્રતીતિ વડે શુદ્ધ ચૈતન્ય પ્રત્યે વૃત્તિનો પ્રવાહ વળે છે. શુદ્ધ ચૈતન્યના અનુભવ અર્થે ચારિત્રમોહ વ્યતીત કરવા યોગ્ય છે.

ચારિત્ર મોહ, ચૈતન્યના — જ્ઞાની પુરુષના સન્માર્ગના નૈષ્ઠિકપણાથી પ્રલય થાય છે. અસંગતાથી પરમાવગાઢ અનુભવ થવા યોગ્ય છે.

હે આર્ય મુનિવરો! એ જ અસંગ શુદ્ધ ચૈતન્યાર્થે અસંગયોગને અહોનિશ ઈચ્છીએ છીએ. હે મુનિવરો! અસંગતાનો અભ્યાસ કરો.

જે મહાત્માઓ અસંગ ચૈતન્યમાં લીન થયા, થાય છે અને થશે તેને નમસ્કાર.

ૐ શાંતિઃ

—શ્રીમદ્ રાજચન્દ્ર

**अकिंचनोऽहमित्यास्व त्रैलोक्याधिपतिर्भवेः ।**
**योगिगम्यं तव प्रोक्तं रहस्यं परमात्मनः ॥**

આત્માનુશાસન.

હું અકિંચન છું. મારા આત્મા સિવાય અન્ય કાંઈપણ મારૂં નથી. હે આત્મન્ ! અનાદિની અન્યમાં પોતાપણાની માન્યતાને તજી દઈ સ્વને વિષે સ્વપણાની બુદ્ધિરૂપ અકિંચન ભાવને, આત્મભાવને ગ્રહણ કર. એ આત્મભાવનામાં તું નિરંતર નિમગ્ન રહે, કારણ કે એજ ભાવનાના સતત ચિંતવનથી — એજ સ્વાધ્યાય સુધા — એજ સ્વાનુભવ અમૃત સરોવર — માં નિરંતર નિમગ્ન રહેવાથી તું પરમ શાંત શીતળ થઈ ત્રૈલોકયનો સ્વામી પરમાત્મા થઈશ. પરમાત્મપદ પ્રાપ્તિનું આ રહસ્ય જે માત્ર યોગિયોનેજ ગમ્ય છે તે તને સંક્ષેપમાં કહ્યું છે.

—o—

અકિંચનપણાથી વિચરતાં એકાંત મૌનથી જિનસદશ ધ્યાનથી તન્મયાત્મસ્વરૂપ એવો કયારે થઈશ ?

— શ્રીમદ્ રાજચન્દ્ર

---

## શુદ્ધિ

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૧૬ | સ્વર્ગો | સ્વર્ગે |
| ૧૦ | ૭ | દિશામાં...તરૂથી | દિશામાંથી...તરૂ |
| ૧૮ | ૫ | ક્રાધ | ક્રોધ |
| ૨૫ | ૩ | સ્થળ | સ્થૂલ |